# चंद्र-रमण.

अथवा

# प्रेमनी आंटीघुंटी.

( હાસ્યરસ પ્રધાન—પંચાંકી નાટક. )



લખનાર

નરભેશંકર પ્રાણજીવન દવે. એમ. એ.

પ્રોફેસર ઑફ લૉજીક અને મૉરલ ફીલૉસોફી, સામળદાસ કૉલેજ
ભાવનગર; 'સુંદર અને વિદ્યાનંદ' એમર્સનના નિબંધો
વિગેરે વિગેરેના લખનાર.

यदा ते मोहकलीलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥
( श्रीमद्भगवद्गीता ).



સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

મૂલ્ય રૂપીઓ એક.

## રા. રા. શ્રીયુત્ પ્રભાશંકર દલપતરામ પટ્ટણી,

ભાવનગર.

પ્રિય મુરબ્બીશ્રી !

ભાવનગરના અમારા ગુણજ્ઞ અને આપ જેવા નરરત્નના પરીક્ષક નેક-નામદાર મહારાજા સાહેબ શ્રી સર ભાવસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ. ના આપ માન્ય મંત્રીવર છો; પરંતુ આ મારો નાનો લેખ આપના ઉદાર હાથમાં મૂકવાનો મને વિચાર આવ્યો, તે વેળાએ તો સાહિત્ય પ્રત્યે આપનો રસિક ભાવ, તેની ખીલવણી માટે આટલી પ્રવૃત્તિમાંથી પણ ઉત્તમ ભાવનાઓ પુસ્તકોદ્વારા પરખવાનો અને કેળવવાનો આપનો અવિરમ શ્રમ, પ્રવૃત્તિના બોજામાંથી મળતો આસાએશનો વખત પણ સાહિત્યના વિનોદમાં ગાળવાનો લોભ—આ સર્વ જોઇ, આપના જીવનમાં કોઇ અલૌકિક વિચાર-પ્રદ્ધતિ વહે છે એ નિઃસંશય—આ વાત મારા મનમાં પ્રત્યક્ષ હતી. આપની રાજકીય કુશળતા અને કાર્ય-દક્ષતા, ઉદાર દિલ, દયા, ક્ષમા, સહનશીલતાની તો પરિસીમા, દુરઅંદેશીપણું, સર્વનું શુભ ઇચ્છવાનો અને કરવાનો સતત આગ્રહ અને સાહિત્યના ગ્રંથોમાંથી ઉંડા અનુભવના બળે ખેંચી કાઢેલા રહસ્યોને અનુસાર રાજતંત્ર ચલાવવાની સદૈવ શુભેચ્છા,—આ સર્વ ગુણોનું અને સિવાય બીજાનું પણ, પૃથક્કરણ અને વિવેચન,—એ તો આપના પ્રત્યક્ષ કાર્યોમાંથી પણ જેને પ્રતીત નહિ થતાં હોય તેને, આપના જીવન-લેખનો લખનાર કહેશે અને બતાવશે. હું તો માત્ર મારા પ્રત્યે આપનો જે મુરબ્બી ભાવ છે તે જોઇ, હું જે કાંઇ છું કે મારામાં જે કાંઇ છે, તેના ઉદ્બોધક અને પરીક્ષક, પરોક્ષ કે અપરોક્ષ રીતે, આપજ છો એવી સમજણથી, અને ઉચ્ચ આશયવાળું આપનું નીતિ-વર્તન મને આદર્શરૂપ છે તેથી ગૂજરાતી સાહિત્યમાં મારી જે પ્રવૃત્તિ છે અને રહેશે, તેના આલંબનરૂપ આપને—આપની રજા વિના પણ—મારૂં આ નાનકડું પુસ્તક આપની સેવામાં મૂકવાનું સાહસ કરૂં છું, તે એવી આશાથી કે આપ એમાં મને નિરાશ નહિ કરો.

ગઢડા
તા. ૧-૧-૦૫.

લી. સેવક,
નરભેશંકર.

# પ્રસ્તાવના.

ત્રણેક વર્ષ પહેલાં મોરબી આર્ય સુબોધક નાટક મંડળીના મેનેજર રા૦ રા. મુળજી આશારામ ઓઝાએ શેક્સપીઅરના " ઓલ્સ વેલ ધેટ એન્ડઝ વેલ "નું ભાષાંતર કરી આપવા મને કહેલું, અને તે ઉપરથી મેં તે કરી આપ્યું. પણ મારી ભાષા અને વિચાર તેમને કઠિન લાગવાથી, રંગભૂમિ ઉપર તે ભજવવાની તેમણે આનાકાની કરી, જેથી મારો લેખ મેં પછો મગાવી લીધો. તેના ઉપરથી લખેલું આ નાટક હવે ગુર્જર બંધુઓ સમક્ષ હું મૂકું છું.

પ્રસ્તુત નાટકનું રહસ્ય વિચારશીલ મનુષ્યોએ વિચારવા જેવું છે. ગુજરાતી વાચક વર્ગને પુસ્તકોની પરીક્ષા અને યથાર્થ તુલ્યના કરવાની આવશ્યકતા છે, અને તે જો થાય તો જ વાચક અને લેખક ઉભયને સંતોષ અને લાભ છે. મારાં " જૂલીયસ સીઝર ", " ઓથેલો ", અને " મેઝર ફોર મેઝર " નાટકો જે ગૂજરાતીમાં છપાઇ ગયાં છે, તેમના ઉપર કરેલાં વિવેચનોમાં નાટકોને કેવી રીતે તપાસવાં તે બતાવવાનો યથાશક્તિ પ્રયાસ મેં કર્યો છે. આ નાટકમાં તેમ કરવાનું મને વાજબી લગતું ન હોવાથી. તે ભાગ હું વિદ્વાન વિવેચકો અને રસજ્ઞ વાચકોને સોંપી દઉં છું. તથાપિ આ નાટકનો ઉપદેશ પણ નાનોસુનો નથી, એવી સૂચના કરવી મને આવશ્યક લાગે છે.

ઘણા વાંચનારાઓ નાટકનું નામ સાંભળતાં તેમાં ગાયનો કેવાં અને કેટલાં છે, તે પૂછે છે. તેવા ભાઇઓ આ નાટકથી નિરાશ થશે, કારણ કે બે ત્રણ ગાયનોથી વિશેષ આ નાટકમાં નથી. પરંતુ સંગીતનો વિષય

મારો નથી. મેં તો માત્ર જનસ્વભાવને ઓળખવો અને તેમાંથી હસ્તગત થયેલી ચાવીઅનુસારે પાત્રભેદ આલેખવા—એ વાતને મેં મારો વિષય ગણ્યો છે.

છેવટે જે દોષ આ નાટકમાં રહી ગયા હોય તે ક્ષમા કરી વિદ્વાનો માત્ર સાર ગ્રહણ કરશે, એવી આશા છે.

પાલીતાણા.
તા. ૨-૧૧-૦૬

ન. પ્રા. દવે.

---

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥

( श्रीमद्भगवद्गीता. )

*They taught that narrow views betray to misery,*
*That wise it is to comprehend the whole,*
*That God and nature our attention claim,*
*That nature is the glass reflecting God;*
*As by the sea reflected is the sun,*
*Too glorious to be gazed on in his sphere.*

*Young.*

# पात्र-समाज.

દિલ્હીનો પાદશાહ ઔરંગજેબ.

મરાઠા મહારાજ શિવાજી.

રમણસિંહ......................અલવરનો યુવાન મહારાજા.

રાજા ભગવાનદાસ..............ઔરંગજેબના દરબારમાં રજપૂત અમીર.

ચોકારમલ......................રમણસિંહે મિત્ર માનેલો અનુચર.

બે અમીરો ......................મરાઠા અને વિજાપુરની લડાઇમાં રમણસિંહ સાથે રહી લડનારા સરદારો.

કિસનદાસ......................રમણસિંહના ઘરનો મુનિમ.

રંગલો.

પટાવાળો.

સુજાણબા ......................રમણસિંહની મા.

ચંદ્રમાળા......................વૈદ્ય રામસિંહ કાકાની દીકરી, રમણની સાથે પ્રેમમાં પડેલી છે.

દક્ષિણી વિધવા..................સદ્ગુણી સ્ત્રી.

આનંદીબાઇ......................અનાથ પણ કુલીન કુળમાં જન્મેલી, વિધવાએ દીકરી કરી ઉછેરેલી યુવાન બાળા.

યશોદા }<br>
યમુના } વિધવાની પાડોશણો અને બ્હેનપણીઓ.

# चंद्र–रमण

अथवा

# प्रेमनी आंटीघुंटी.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—અલવર, સુજાણબાના મહેલમાં.**

( રમણ, સુજાણબા, ચંદ્રબાળા, રાજા ભગવાનદાસ વિગેરે ).

**સુજાણ**—અહા! હૃદયનાં તંતુઓની રચના નિયંતા પ્રભુએ કેવી રીતે ગુંથી હશે ? સ્વામી સ્વર્ગસ્થ થયા, એમ જડ દૃષ્ટિ જુએ છે, પરંતુ આંતર દૃષ્ટિ જ્યારે ચેતન સૃષ્ટિમાં પ્રવેશ કરે છે, ત્યારે જડ સૃષ્ટિ તો વિનાશને અર્થેજ પેદા થાય છે, એમ સમજી ચેતનની નિત્યતા ત્રણે કાળમાં એ સ્વીકારે છે. દુઃખને લીધે આવું આવું સમજતાં માણસ એની મેળે શીખે છે. પ્રશ્ન માત્ર એટલોજ છે કે, મુઆ પછી પરલોકમાં સ્વામીને કેવા રૂપમાં હું જોઇશ ? ચેતનને શરીર કેવું હશે ? અહીંયાં મારી બુદ્ધિ અટકી જાય છે. હે નિયંતા પ્રભુ ! મારી આ આસ્થામાં મને મરણ પર્યંત રહેવા દેજે. દુઃખીયારીને દિલાસાનું સ્થાન એટલુંજ હવે રહ્યું છે.

અફસોસ ! અફસોસ ! બાર બાર મહીના વીતી જવા આવ્યા, પણ આ હઠીલું હૃદય હજીય સ્વામીનો પીછો છોડતું નથી. કોણ કહે છે કે સ્વામી ગયા ? આ રહ્યા એ, આ મારા હૃદયમાં હજી એ બીરાજે છે. જુઓ. જેને જોવું હોય તે. બીજું ત્રીજું બોલનારની જીભ ખેંચી કઢાવું. ત્યારે,

ઝુલો ઝુલો ઝુલો મારા નાથ, હૃદયને હિંડોળે ઝુલો,
ઉભી દાસી તમારી આ પાસ, ઝુલો નાથ સુખે ઝુલો.

પણ સબુર, ( ચમકીને ) કોઇ કહેશે કે આ આધેડ રાજવંશીને આવો ઉન્માદ શો ! માયામાં માયાજ તો ! જંગત્ ! વ્યવહાર ! માયા ! તને નમસ્કાર છે. જડ વ્યવહારમાં દૃષ્ટિ રાખી જીવવાવાળાં બિચારાં કંગાળ પ્રાણીઓને દિવ્ય પ્રેમનું સ્વરૂપ શી રીતે સમજાવીએ ! “ વિરહી જનની પીડ વિરહી જાણે છે. ” સુખ વસ્તુમાં નથી, પણ વસ્તુની સ્મૃતિમાં છે, અને સ્મૃતિ જતી નથી, એટલે સુખમાં દુઃખ અને દુઃખમાં સુખ. મનુષ્યનો સ્વભાવજ આ........થયું, હરિ ઇચ્છા બળવાન છે. હૃદયને મનાવ્યા વિના છૂટકો નથી. રામસિંહ કાકા વારંવાર કહેતા હતા કે ગઇ ગુજરી વાતનો શોક કરવો નહિ; પણ અનુભવ સાંભર્યા વિના કેમ રહે ? પણ રમણની ખાતર જીવ્યા વિના છૂટકો નથી. ચંદ્રબાળા પણ આણુ થઇ પડી છે,–રાઠોડના ઉંચા કુળમાં જન્મેલી દીકરી છે; પણ નસીબના જોરે બાપ દીકરી અમારાં આશ્રિત થઇ રહ્યાં; તોપણ રામસિંહ કાકાની ખ્યાતિ કાંઇ વૈદામાં ઓછી હતી ? ઠેઠ દિલ્લી સુધી મશહુર: અને દીકરી છે પણ કોઇ દેવાંશી ! ઇશ્વર એનું ભલું કરે. આ બન્ને છોકરાંને જોઇ જીવનારીને હવે રમણથી છૂટા થવું

પડશે. રમણ હજી ઉગતો છે, છતાં ઔરંગઝેબ પાદશાહનું એને તેડું આવ્યું છે. રમણના પિતા ઉપર પાદશાહનો બહુ સ્નેહ હતો, અને તેથીજ મારા દુઃખનો વિચાર રાખ્યા વિના રમણને તેઓ દિલ્લી બોલાવે છે, અને રાજા ભગવાનદાસને તેડવા મોકલ્યા છે. એમજ હોય, મોટાને નાનાની શી પડી છે ?

( રમણ, ભગવાનદાસ અને ચંદ્રબાળા પ્રવેશ કરે છે. )

ભગવાનદાસજી ! વહાલા પુત્રને આંખથી અળગો કરતાં એના પિતાનું મરણ સ્મરણમાં તાજું થાય છે, અને કાળ કુદકો મારી એ ક્ષણે પાછો જાય છે; પણ પડયા ઉપર પાટુ, એ તો લોકવ્યવહાર છે.

**રમણ**—અને માજી ! આપના સ્નેહ રાજ્યથી વેગળો જતાં મારા પિતા જાણે ફરીથી ગત થતા હોય, એમ મને લાગે છે. પણ 'જવું' તે સિવાય પાદશાહના ફરમાનનો બીજો પ્રત્યુત્તર નથી. એમના ચરણમાં આપણું શરણ, એટલે ઉપાય નહિ, અને તેમની નાખુ-શીમાં દૈવીકોપની સત્તા રહેલી છે.

**ભગવાન**—બાઇ ! હવે તો એમજ સમજો કે પાદશાહ તમારો સ્વામી છે, અને કુમાર ! તમે એમ સમજો કે પાદશાહ તમારો પિતા છે. પાદશાહ સજ્જન છે એમ કોણ જાણતું નથી ? સજ્જનતા એમના સ્વભાવમાં પ્રકૃતિરૂપે રહેલી છે; અને આપની લાયકાત પણ એવી છે કે જ્યાં ન હોય ત્યાંથી પણ આપને સજ્જનતા પ્રાપ્ત થાય, તો પછી જ્યાં પુષ્કળ છે, ત્યાંથી તો આપને મળે તેમાં પૂછવું શું !

**સુજાણ**—બેગમ રોશનઆરાની તબીઅત સુધરવાની કાંઇ આશા છે ?

**ભગવાન**—બાઇ ! વૈદ હકીમોનો ગર્વ હવે ઉતરી ગયો છે. આશામાં અને આશામાં અત્યાર સુધી કેવળ કાળક્ષેપજ થયો છે, અને કાળક્ષેપ થતાં થતાં હવે આશા કેવળ છૂટી ગઇ છે, ઉપરાંત ફાયદો કાંઇ થયો નથી.

**સુજાણ**—અરેરે ! અત્યારે રામસિંહ કાકા જીવતા હોત—આ યુવાન કુમારિકાના પિતા. જેવી એની હુશિયારી હતી, તેવીજ એમની લાયકાત પણ હતી. પણ અફસોસ !

**मरणं प्रकृति शरीरीणाम् विकृतिर्जीवित मुच्यते बुधैः ।**
**क्षणमप्यऽवतिष्ठतेश्वसन् यदिजंतुर्ननुलाभवानसौ ।।**

દેહધારીઓની પ્રકૃતિ મરણ છે. જીવવું એ તો વિકૃતિ છે—ચમત્કાર છે. પણ આ રામસિંહ કાકાની હુશિયારી અત્યારે હયાત હોત, તો મરણનેજ દુનિયામાંથી નાબુદ કરી નાખત. પાદશાહની ખાતર ઇચ્છું છું કે એ અત્યારે જીવતા હોય તો કેવું સારૂં ! પાદશાહની ચિંતાનો અંત એ જરૂર આણત.

**ભગવાન**—એવા બાહોશ હતા ?

**સુજાણ**—હા, જગજાહેર વાત છે.

**ભગવાન**—ખરી વાત છે. પાદશાહે પણ થોડા વખત અગાઉ એને સંભારી એનાં વખાણ કર્યાં હતાં. વહેલું મોડું મરવું તો સૌને છે, પણ એ અત્યારે જીવતો હોત તો સારૂં. એની વિદ્યા ઓછી નહોતી.

**રમણ**—કયા દરદથી બેગમ સાહેબ પીડાય છે ?

**ભગવાન—** ભગંદર.

**રમણ—** મેં તો નામ પણ આજે સાંભળ્યું.

**ભગવાન—** છતાં દિલ્હીમાં એનું નામ અને કામ બન્ને મશહુર છે. વિશેષે કરીને જનાનખાનામાં. ત્યારે આ બાઇ એ પ્રખ્યાત વૈદ્યની પુત્રી થાય કાં ?

**સુજાણ—** હા, ભાઇ ! એમની એકની એકજ પુત્રી, અને એના પિતાએ એને હવે મારી સંભાળમાં મુકી છે. રૂપ પ્રમાણે એનામાં ગુણ છે, અને ગુણ પ્રમાણે એની કેળવણી છે. સોનામાં સુગંધ મળી છે, અને એથી કરીને ભવિષ્યમાં સુખની આશા એને માટે સૂચિત થઇ જાય છે. અપવિત્ર મનમાં જો પ્રબળ શક્તિઓનો વાસ હોય છે, તો એની પ્રશંસા તો આપણે કરવી પડે છે, પણ સાથે દિલગીર પણ થવું પડે છે; કારણ કે એનું મન દ્રોહીઓની પેઠે શક્તિઓનો દુરૂપયોગ કરે છે. પરંતુ મારી બાળામાં તો ઇશ્વરે આપેલાં અનુપમ રૂપને શોભે એવાજ ગુણો ભરેલા છે, અને ગુણની સાથે હૃદયની સરળતા પણ છે. સુવર્ણ પાત્રમાં અમૃત છે.

**ભગવાન—** બાઇ ! તમારી પ્રશંસા એની આંખમાંથી આંસું પડાવે છે.

**સુજાણ—** લાજ અને મર્યાદા ઉત્તમ કુળની કુમારિકાઓનાં આભુષણ હોય છે. જ્યારે જ્યારે એના પિતાની સ્મૃતિ એને આવે છે, ત્યારે ત્યારે લાલ સુરખીમાં ફિક્કા શેરડા એના ગાલ ઉપર પડી ગયા વિના રહેતા નથી. ચંદ્રબાળા ! થયું, બેટા ! બહુ થયું, ઓ શોચ ન કરીએ; નહિ તો કોઇને એમ દીસી આવે કે

તને એની લગની લાગી છે, અને આપણો સાચો શોચ પણ ટેવ કે કૃત્રિમતા ગણાવાનો પ્રસંગ આવે.

**ચંદ્રમાળા**— લગની પણ લાગી છે, અને શોચ પણ સાચો છે.

**સુજાણ**— મુએલાંની પછવાડે રીતસર શોક કરવો એ વાજબી છે, અને એટલું તો મુએલાં માગે પણ ખરાં. પણ નિરંતર—સતત શોક તો જીવતાંઓનો શત્રુ સમજવો.

**ચંદ્ર**— જે જીવતા છે, તે જો શોકમાં શત્રુ થઇ પડશે, તો શોકની સાતિ· શયતા વહેલો વિનાશ આણશે.

**રમણ**—માજી! ત્યારે આશિર્વાદ માગું છું.

**ભગવાન**—એટલે?

**સુજાણ**— રમણ! ઇશ્વર તારૂં ભલું કરે. બેટા! જેમ મુખની આકૃતિમાં તારા પિતાને તું મળતો આવે છે, તેમ ગુણમાં અને વર્તનમાં પણ એમને આદર્શરૂપ ગણજે. મનનો મોટો અને શૌર્યમાં એક્કો ગણાજે. તારા ઉમદા કુળને યોગ્ય તારી કીર્તિ જગમાં જામજો. સઘળાં ઉપર સ્નેહ રાખજે, જોઇને વિશ્વાસ કરજે, પણ કોઇના ઉપર અન્યાય કદિ કરીશ નહિ. શત્રુને સાબીત કરી આપજે કે સત્તામાં તું એનાથી વિશેષ છે, છતાં એ સત્તાનો ઉપયોગ જરૂર વિના તું કરતો નથી. સદાકાળ મિત્ર તો મિત્રજ રહેશે, એમ ધારી તારા જીવનની ખરેખરી ચા-વી એના હાથમાં સોંપી દઇશ નહિ. બોલી બગાડવા કરતાં મૂંગું રહેવું સારૂં, માટે મૌનને માટે ઠપકો મળે તો તે સહન કરી લેવો, પણ બોલવા માટે નિંદાપાત્ર થવું નહિ. વિશેષ કાંઇ કહેતી નથી. તારી સદ્વાસનાઓ ઇશ્વર સફળ કરો,

અને મારી પ્રાર્થનાઓ તેમાં હમેશ કરો.—ભગવાનદાસજી ! રામરામ, હજી એ રાજમંડળથી અજાણ્યો છે, પાસે રાખી એને સાચવી લેશો.

**ભગવાન**—એની તેહેનાતમાં પ્રેમપૂર્વક હમેશાં હાજર રહી સલાહ આપીશ; કાંઇ ચિંતા ન કરશો.

**સુજાણ**— ઇશ્વરને ભરોસે રહી એને હું મોકલું છું.—જાઓ, ફતેહ કરો, પુત્ર !

[ સુજાણબા જાય છે. ]

**રમણ**—( ચંદ્રબાળાને ) જે જે શુભેચ્છાઓની કલ્પના થઇ આવે, તેમાં પુખ્ત વિચાર તારી સહાયે રહેજો. મારાં માજી—તારાં શેઠાણીનું આશ્વાસન કરજે, અને એમને ઓછું ન આવે એમ ચાલજે.

**ભગવાન**—સુંદર કુમારિકા ! ઇશ્વર તારૂં કલ્યાણ કરે; ઇચ્છું છું કે તારા પિતાની પ્રતિષ્ઠા સાચવી રાખવાનું સામર્થ્ય તારામાં હોય.

( ભગવાનદાસ અને રમણ જાય છે. )

**ચંદ્રબાળા**—અહો ! એટલામાંજ બધું સમાઇ ગયું હોત તો સારૂં. મારાં આ આંસુ મારા પિતાને માટે નથી પડતાં; હૃદયનાં પ્રેરેલાં એ તો પ્રિયતમ રમણના પગમાં પડવાની ઇચ્છાવાળાં છે. પિતાની સ્મૃતિને તો માત્ર શોભા આપનારાં છે. પિતાની મૂર્ત્તિ આંખ અત્યારે આલેખી શકતી નથી—પ્રેમની ઝાંખ આડી છે. મારી સચેત કલ્પનામાં પ્રિયતમ રમણનીજ મૂર્ત્તિ અત્યારે રમી રહી છે, બીજા કશાનું અસ્તિત્વ અત્યારે ત્યાં નથી.—રમણ ! રમણ ! ગયો, ચોર ગયો. મારૂં તો સર્વસ્વ ગયું; રમણ ગયો, તો ચક્ષુ અંધ થઇ

તને એની લગની લાગી છે, અને આપણો સાચો શોચ પણ ટેવ કે કૃત્રિમતા ગણાવાનો પ્રસંગ આવે.

**ચંદ્રબાળા**— લગની પણ લાગી છે, અને શોચ પણ સાચો છે.

**સુજાણ**— મુએલાંની પાછવાડે રીતસર શોક કરવો એ વાજબી છે, અને એટલું તો મુએલાં માગે પણ ખરાં. પણ નિરંતર—સતત શોક તો જીવતાંઓનો શત્રુ સમજવો.

**ચંદ્ર**— જે જીવતા છે, તે જો શોકમાં શત્રુ થઇ પડશે, તો શોકની સાતિશયતા વહેલો વિનાશ આણશે.

**રમણ**— માજી ! ત્યારે આશિર્વાદ માગું છું.

**ભગવાન**—એટલે ?

**સુજાણ**— રમણ! ઇશ્વર તારૂં ભલું કરે. બેટા ! જેમ મુખની આકૃતિમાં તારા પિતાને તું મળતો આવે છે, તેમ ગુણમાં અને વર્તનમાં પણ એમને આદર્શરૂપ ગણજે. મનનો મોટો અને શૌર્યમાં એક્કો ગણાજે. તારા ઉમદા કુળને યોગ્ય તારી કીર્ત્તિ જગમાં જામજો. સઘળાં ઉપર સ્નેહ રાખજે, જોઇને વિશ્વાસ કરજે, પણ કોઇના ઉપર અન્યાય કદિ કરીશ નહિ. શત્રુને સાબીત કરી આપજે કે સત્તામાં તું એનાથી વિશેષ છે, છતાં એ સત્તાનો ઉપયોગ જરૂર વિના તું કરતો નથી. સદાકાળ મિત્ર તો મિત્રજ રહેશે, એમ ધારી તારા જીવનની ખરેખરી ચાવી એના હાથમાં સોંપી દઇશ નહિ. બોલી બગાડવા કરતાં મૂંગું રહેવું સારૂં, માટે મૌનને માટે ઠપકો મળે તો તે સહન કરી લેવો, પણ બોલવા માટે નિંદાપાત્ર થવું નહિ. વિશેષ કાંઇ કહેતી નથી. તારી સદ્વાસનાઓ ઇશ્વર સફળ કરો,

અને મારી પ્રાર્થનાઓ તેમાં હમેશ કરો.—ભગવાનદાસજી ! રામરામ, હજી એ રાજમંડળથી અજાણ્યો છે, પાસે રાખી એને સાચવી લેશો.

ભગવાન—એની તેહેનાતમાં પ્રેમપૂર્વક હમેશાં હાજર રહી સલાહ આપીશ; કાંઇ ચિંતા ન કરશો.

સુજાણ— ઇશ્વરને ભરોસે રહી એને હું મોકલું છું.—જાઓ, ફતેહ કરો, પુત્ર !

[ સુજાણુઆ જાય છે. ]

રમણ—( ચંદ્રબાળાને ) જે જે શુભેચ્છાઓની કલ્પના થઇ આવે, તેમાં પુખ્ત વિચાર તારી સહાયે રહેજો. મારાં માજી—તારાં શેઠાણીનું આશ્વાસન કરજે, અને એમને ઓછું ન આવે એમ ચાલજે.

ભગવાન—સુંદર કુમારિકા ! ઇશ્વર તારૂં કલ્યાણ કરે; ઇચ્છું છું કે તારા પિતાની પ્રતિષ્ઠા સાચવી રાખવાનું સામર્થ્ય તારામાં હોય.

( ભગવાનદાસ અને રમણ જાય છે. )

ચંદ્રબાળા—અહો ! એટલામાંજ બધું સમાઇ ગયું હોત તો સારૂં. મારાં આ આંસુ મારા પિતાને માટે નથી પડતાં; હૃદયનાં પ્રેરેલાં એ તો પ્રિયતમ રમણના પગમાં પડવાની ઇચ્છાવાળાં છે. પિતાની સ્મૃતિને તો માત્ર શોભા આપનારાં છે. પિતાની મૂર્ત્તિ આંખ અત્યારે આલેખી શકતી નથી—પ્રેમની ઝાંખ આડી છે. મારી સચેત કલ્પનામાં પ્રિયતમ રમણનીજ મૂર્ત્તિ અત્યારે રમી રહી છે, બીજા કશાનું અસ્તિત્વ અત્યારે ત્યાં નથી.—રમણ ! રમણ ! ગયો, ચોર ગયો. મારૂં તો સર્વસ્વ ગયું; રમણ ગયો, તો ચક્ષુ અંધ થઇ

ગયાં; એ ગયો, તો સઉ ગયાં, કોઇ રહ્યું નહિ, આ હત-
ભાગી છોડીનું હતભાગી જીવન માત્ર રહી ગયું.—હૃદય !
હૃદય ! ઓ મારા હૃદય ! જરી ધીરજ ધર. બેશક, એ
ઔષધી તને મળવી નથી. કુળ પરંપરાના ઉંચા શિખરે
બેઠેલો રમણ ક્યાં, અને વેંતીયા લોકની સ્ત્રીરૂપે તળાટીમાં
ઉભેલી નિર્ધન—એનીજ આશ્રિત આ ચંદ્રી ક્યાં ? સંસા-
રના આકાશમાં મારાથી તે એટલા તો ઉંચા છે કે એ-
મના પ્રેમનો લોભ રાખવો એ આકાશના તારા જોડે મૈત્રી
કરી તેને પરણવાના લોભ જેવું છે. એની તેજસ્વી પ્રભા-
ના પરીધ ઉપર પણ જો હું ઉભી રહી શકું, તો તેટલું
પણ ઘણું છે. એની સ્નિગ્ધ મીઠી નજર પડે, એવા માર્ગમાં
પણ ઉભા રહેવાનો મારો અધિકાર શો ? પ્રેમની પૂજા-
રણ લોકોના જોડા પાસે ઉભી રહી, પ્રિયમૂર્તિનાં દર્શન કરે
તો ભલે, પણ પ્રિયમૂર્તિને એની સામે નજર નાખવાનો
પણ અવકાશ નથી, તો એના હૃદયમંદીરમાં પેસ-
વાનો અધિકાર તો પેલીને ક્યાંથી મળે ? મૃગલી બિચારી
સિંહની વર–ઇચ્છા કરે, તો પ્રેમમાં અને પ્રેમમાં એને મરી
જવું પડશે. આમ છે છતાં, દરેક પળે દૃષ્ટિમાં ઘાલી એને
જોવામાં આનંદ આવતો હતો. તેનાં ભવ્ય ભવાં, તેની
તીવ્ર ચંચળ કટાક્ષ, તેના મનોહર કેશગુચ્છ—આ સર્વનું
હૃદય પાટી ઉપર આલેખન કર્યા કરવું, એ કેટલું સુંદર
હતું ! હૃદયને એના મનોહર ચહેરાની એકેએક રેખાનું
ખાસ રમણ છે, અને એ મૂર્તિની પૂજક મારી કલ્પનાએ
એના સ્મારક ચિહ્નોજ પવિત્ર ગણી હવે જીવવાનું છે.

ભાગ્યશાળી પેલો પોકારમલ, એની સાથે જનારો સોબતી. પ્રેમને પ્રેમીઓની વસ્તુઓ ઉપર પણ પ્રેમ ઉપજે છે, માટે હું એને ચાહું છું; બાકી તો એ જબરો જૂઠો છે. મોટે ભાગે મૂર્ખ, અને બાકી કેવળ બાયલો છે, એ પણ હું જાણું છું. પરંતુ આ દોષ એવા તો એનામાં બંધ બેસી ગયા છે કે ઉલટા એને માન અપાવે છે; દરમ્યાન ખરેખરા ગુણની ખોજ થતી નથી, અને તે ઢંકાઇ ખુણે પડયા રહે છે, જેથી મૂર્ખ પૈસાદારની સેવામાં નિર્ધન ડાહ્યા પુરૂષો હાજર રહે છે, એ આપણે જોઇએ છીએ.

[ ચંદ્રબાળા જાય છે. ]

એક તરફથી ( ભીખલી અને બીજી તરફથી પોકારમલ પ્રવેશ કરે છે. )

**પોકારમલ**—આઇએ સુંદર રાણી સાહેબ !

**ભીખી**—આઇએ પોકળ રાજા સાહેબ !

**પોકારમલ**—નહિ.

**ભીખી**—નહિ.

**પોકારમલ**—આપ કુમારિકાજ રહેવાના વિચારમાં છો ?

**ભીખી**—હા. હવે તમને કાંઇક સિપાઇગીરીનો રંગ ચડયો લાગે છે. વારુ હું તમને એક સવાલ પૂછું છું. સ્ત્રીના કુંવારાપણાનો શત્રુ પુરૂષ છે. એની સામે બહાદુરીથી બચાવ થાય એવો કાંઇ રસ્તો બતાવો.

**પોકારમલ**—કોઇ નથી, કોઇ નથી. બ્રહ્માનો એવો હુકમ નથી. તમારા જેવા વિચારનાં તમે બધાં થશો, તો માયાનો અંત આવશે;

અને માયા તો ઇશ્વરની છે. માટે એવા હલકા વિચારને ફેંકી દેજો.

ભીખી—પણ જરીક ટકી રહેવાની ઇચ્છા છે, એમ કરતાં મૃત્યુ થાય તો ભલે થાવ.

પોકારમલ—અરે ! તર્કની કોઇપણ યુક્તિ પણ તમારા પક્ષે કામ આવી શકે એમ નથી. એ તો કુદરતના કાનુનની વિરૂદ્ધ વાત છે. કામદેવની આજ્ઞા એ તો ઇશ્વરની આજ્ઞા. તમારા વિચારે તો કુદરતના અને ઇશ્વરના ગુન્હેગાર થઇએ, અને તંદુરસ્તી બગડે તે નફામાં. કોહી ગએલા ધાનમાં જીવડાં પડયા વિના રહે ખરાં કે ? ચીડીઆ થશો, સુસ્ત બની જશો, ગુમાની રહેશો, તદ્દન સ્વાર્થી રહેશો. છટ્, એમાં તો મોટું પાપ છે. ફુલ થયું, તો તે ચુંટાવા માટે. એકલું કમળ શા કામનું ? માટે ફેંકી દે, ફેંકી દે, એવા વિચારને; નહિ તો આભડછેટ લાગશે.

ભીખી—વારૂ, ત્યારે મન માને ત્યાં ગુમાવવું કે ગમે ત્યાં ?

પોકારમલ—હાં, એ વિચારમાં કાંઇક વજન છે; જ્યાં મન માને નહિ ત્યાં વસ્તુનો વ્યય કરવો એ તો ખરાબ; પણ પડતર માલનો ચળકાટ જાય. જૂના માલની કિંમત ઓછી; માટે વેચાય ત્યારે વેચી વાણીયા થઇ જવું.

ભીખી—વારૂ, ત્યારે તમે કહો છો તેવો વખત આવ્યે વિચાર કરશું. પણ હાલ તો મહારાજની સાથે તમારે દિલ્હી જવાનું છે. ત્યાં જોશો ઘણું, જાણશો ઘણું, અને સમજશો તો શીખશો ઘણું. કહે છે કે રાજદરબારમાં શીખવાનું ઘણું હોય છે, પણ—

પોકારમલ—પણ—

ભીખી—પણ આ ચંદ્રીબા આવે છે.

[ ચંદ્રબાળા પ્રવેશ કરે છે. ]

કહે છે કે મહારાજ દિલ્લી જાય છે, અને ત્યાં જોવાનું, જાણુ-
વાનું અને શીખવાનું ઘણું, એમ આ પોકળ-સિંહને હું કહું છું.

ચંદ્રબાળા—હા, ઘણુંજ. જો ભાઇભાંડુ, માબાપ, સગાંવહાલાં, નોકર
ચાકર, રાજા રાણા, રમણી રમણ, ચંદ્ર, સૂર્ય અને તારા—બધું
ત્યાં જોવાય, જણાય, અને ભોગવાય. પરમેશ્વર એમને આ-
યુષ્યમાન કરે ! પ્રેમનાં રૂપ અનંત અને ભિન્ન ભિન્ન છે.
ભલા, રજપૂતોમાં ગાંધર્વ-વિવાહનો ચાલ કેમ પેઠો હશે ?

પોકારમલ—કારણ કે એ ગર્ધવ-વિવાહ છે.

ચંદ્રબાળા—છીહ્, તમારા મ્હોમાંથી દુર્ગંધજ નીકળે છે. ઉત્તમ મંડળમાં
એવું મ્હો બંધ રાખવું જોઇએ. અફ્સોસ !

ભીખી—શાનો અફ્સોસ, બા !

ચંદ્રબાળા—અફ્સોસ એટલોજ છે કે હાથ લગાડીને જાણી શકાય એવું
શુભેચ્છાને શરીર નથી હોતું. જો શુભેચ્છાને શરીર આપ્યાં
હોત, તો અમારાં જેવાં ગરીબને ઘેર જન્મેલાં મિત્રોની પછ-
વાડે પછવાડે જાત, અને તેમની સમક્ષ અમને કેવા કેવા
વિચારો આવે છે, તે તેઓ પ્રત્યક્ષ જોઇ શકત. પણ એવું
નથી, માટે અમારા વાંકા ગ્રહને લીધે અમારી ઇચ્છાઓ પાર
પડતી નથી, અને તેથી કરીને અમારા મિત્રો પણ અમારો
ઉપકાર માનતા નથી. માટે,

જળનાં મોજાં જળ વિષે, ઉઠી જેમ સમાય,
તેમ મનોરથ ગરીબના, અંતરમાં લય થાય.

[ પટાવાળો પ્રવેશ કરે છે. ]

અને માયા તો ઇશ્વરની છે. માટે એવા હલકા વિચારને ફેંકી દેજો.

ભીખી—પણ જરીક ટકી રહેવાની ઇચ્છા છે, એમ કરતાં મૃત્યુ થાય તો ભલે થાય.

પોકારમલ—અરે! તર્કની કોઇપણ યુક્તિ પણ તમારા પક્ષે કામ આવી શકે એમ નથી. એ તો કુદરતના કાનુનની વિરૂદ્ધ વાત છે. કામદેવની આજ્ઞા એ તો ઇશ્વરની આજ્ઞા. તમારા વિચારે તો કુદરતના અને ઇશ્વરના ગુન્હેગાર થઇએ, અને તંદુરસ્તી બગડે તે નફામાં. કોહી ગએલા ધાનમાં જીવડાં પડયા વિના રહે ખરાં કે? ચીડીઆ થશો, સુસ્ત બની જશો, ગુમાની રહેશો, તદ્દન સ્વાર્થી રહેશો. છટ્, એમાં તો મોટું પાપ છે. ફુલ થયું, તો તે ચુંટાના માટે. એકલું કમળ શા કામનું? માટે ફેંકી દે, ફેંકી દે, એવા વિચારને; નહિ તો આભડછેટ લાગશે.

ભીખી—વારૂ, ત્યારે મન માને ત્યાં ગુમાવવું કે ગમે ત્યાં?

પોકારમલ—હાં, એ વિચારમાં કાંઇક વજન છે; જ્યાં મન માને નહિ ત્યાં વસ્તુનો વ્યય કરવો એ તો ખરાબ; પણ પડતર માલનો ચળકાટ જાય. જૂના માલની કિંમત ઓછી; માટે વેચાય ત્યારે વેચી વાણીયા થઇ જવું.

ભીખી—વારૂ, ત્યારે તમે કહો છો તેવો વખત આવ્યે વિચાર કરશું. પણ હાલ તો મહારાજની સાથે તમારે દિલ્હી જવાનું છે. ત્યાં જોશો ઘણું, જાણશો ઘણું, અને સમજશો તો શીખશો ઘણું. કહે છે કે રાજદરબારમાં શીખવાનું ઘણું હોય છે, પણ—

પોકારમલ—પણ—

ભીખી—પણ આ ચંદ્રીબા આવે છે.

[ ચંદ્રબાળા પ્રવેશ કરે છે. ]

કહે છે કે મહારાજ દિલ્લી જાય છે, અને ત્યાં જોવાનું, જાણ-
વાનું અને શીખવાનું ઘણું, એમ આ પોકળનસિંહને હું કહું છું.

ચંદ્રબાળા—હા, ઘણુંજ. જો ભાઇભાંડુ, માબાપ, સગાંવહાલાં, નોકર
ચાકર, રાજા રાણા, રમણી રમણ, ચંદ્ર, સૂર્ય અને તારા—બધું
ત્યાં જોવાય, જણાય, અને ભોગવાય. પરમેશ્વર એમને આ-
યુષ્યમાન કરે ! પ્રેમનાં રૂપ અનંત અને ભિન્ન ભિન્ન છે.
ભલા, રજપૂતોમાં ગાંધર્વ-વિવાહનો ચાલ કેમ પેઠો હશે ?

પોકારમલ—કારણ કે એ ગર્ધવ-વિવાહ છે.

ચંદ્રબાળા—છીહ્, તમારા મ્હોમાંથી દુર્ગંધજ નીકળે છે. ઉત્તમ મંડળમાં
એવું મ્હો બંધ રાખવું જોઇએ. અફ્સોસ !

ભીખી—શાનો અફ્સોસ, બા !

ચંદ્રબાળા—અફ્સોસ એટલોજ છે કે હાથ લગાડીને જાણી શકાય એવું
શુભેચ્છાને શરીર નથી હોતું. જો શુભેચ્છાને શરીર આપ્યાં
હોત, તો અમારાં જેવાં ગરીબને ઘેર જન્મેલાં મિત્રોની પછ-
વાડે પછવાડે જાત, અને તેમની સમક્ષ અમને કેવા કેવા
વિચારો આવે છે, તે તેઓ પ્રત્યક્ષ જોઇ શકત. પણ એવું
નથી, માટે અમારા વાંકા ગ્રહને લીધે અમારી ઇચ્છાઓ પાર
પડતી નથી, અને તેથી કરીને અમારા મિત્રો પણ અમારો
ઉપકાર માનતા નથી. માટે,

જળનાં મોજાં જળ વિષે, ઉઠી જેમ સમાય,
તેમ મનોરથ ગરીબના, અંતરમાં લય થાય.

[ પટાવાળો પ્રવેશ કરે છે. ]

**પટાવાળો**— પોકારમલજી ! મહારાજ તમને યાદ કરે છે. ( જાય છે. )

**પોકારમલ**— ચંદ્રીબાઇ ! રામ રામ ત્યારે. જો યાદ આવશો, તો દિલ્લીમાં તમારો વિચાર કરીશ—પાદશાહની કચેરીમાં.

**ચંદ્રબાળા**— ભાઇ પોકારીમલ ! તમે ઉદારગ્રહની દશામાં જન્મ્યા લાગો છો ?

**પોકારમલ**— હા, મંગળની દશામાં.

**ચંદ્રબાળા**— હું પણ એમજ ધારૂં છું.

**પોકારમલ**— કેમ વારૂ ?

**ચંદ્રબાળા**— કારણ કે તમને લડાઇનો બહુ શોખ છે, અને લડાઇનો ગ્રહ મંગળ છે.

**પોકારમલ**—અને તેમાંય ચડતી દશામાં.

**ચંદ્રબાળા**— ઉતરતી દશામાં કદાચ.

**પોકારમલ**— કેમ ભલા, શા માટે ?

**ચંદ્રબાળા**— જ્યારે તમે લડો છો, ત્યારે તમે પાછા ઘણા હઠો છો.

**પોકારમલ**— એમાં તો લાભ છે.

**ચંદ્રબાળા**— ખરી વાત છે. રણે ચડયાની રીત દરેક શુરવીરને પોતપોતાનીજ હોય છે. અમારા રજપૂતો તરવારીઆ, તમે નવી જાતના—મુગલાઇ રજપૂત. તમારી કળાનો જોટો કદાચ ક્યાંઇ નહિ મળે. તમને ઘણો લાભ થયો હશે, અને હજી થશે. ખુશી થવાની વાત છે કે તમારામાં ઉત્તમ પાંખોની શક્તિ એથી આવી ગઇ છે.

**પોકારમલ**— વગર કારણે ઉંડા પાણીમાં હું ઉતરતો નથી. માણસને બરાબર પીછાણતાં કદાચ તમને આવડતું નથી. હજી વાર છે. દિલ્લીથી પાછો ફરીશ ત્યારે કદાચ બરાબર જાણશો. રાજપુ-

રૂપને ઓળખવો એમાં નાનુંસરખું ડાહાપણ નકામું છે. દરમ્યાન, રામરામ. રહેવાય તો રહેજો, જવાય તો જજો, પ્રભુને યાદ કરજો, મિત્રોનું સ્મરણ કરજો, અને—અને—અને સારો જોઈ સ્વામી શોધી લેજો.

ચંદ્રબાળા— વારૂ, ઉપકાર થયો. હશે તે જણાશે. [ પોકારમલ જાય છે. ] લોકો કહે છે કે વાંકા ગ્રહને લીધે આપણું વાંકું થાય છે, પણ પોતાની ભુલનો દોષ કોઇ કબુલ કરતું નથી. નસીબને દોષ દઇ હાથ જોડીને આપણે બેઠા રહીએ છીએ, ત્યારે ઘણી વખત તેના ઉપાય આપણા હાથમાંજ હોય છે. એ તો જેવી ભાવના તેવાં ફળ. આકાશના જે ગ્રહોથી આપણાં નસીબ સંકલિત થએલાં આપણે ધારીએ છીએ, તે આકાશ તો આપણને બહોળો અવકાશ આપે છે. આપણી ધારણામાં આપણેજ નિરૂત્સાહી રહીએ તો, તેમાં નિષ્ફળતા વગર માગ્યે પણ મળી આવે છે, લોકો કહે છે કે પ્રેમ આંધળો હોય છે, પણ પોતાને યોગ્ય વસ્તુ ખુણે ખોચરેથી પણ એ ખોળી કાઢી શકે છે, માટે એ આંધળો તો નથીજ. પણ જે પ્રેમ ઉપાય યોજી શકે નહિ, તે પાંગળો ખરો. તો જે પ્રેમે મારી આંખો ઉઘાડી છે, તે પગ પણ મને આપશે. કુદરતનું રાજ્ય ઇશ્વરી નિયમથી વિરૂદ્ધ વર્તતું નથી. પ્રારબ્ધ અને પુરૂષાર્થ સાથેજ જડાએલાં છે. એમને છૂટાં પાડવાં અશક્ય છે. કારણ કે એકજ વાતના એ બે જૂદા જૂદા વિચાર છે. પ્રારબ્ધના વિશાળ રાજ્યમાં પુરૂષાર્થ સરખે સરખાંને મેળવી આપે છે, અને બન્નેનો રસાયણી સંયોગ યોજી આપે છે. પુરૂષાર્થ આરંભતાં જે દુઃખો પડે, તે તો સોનાની કસોટી છે.

તેની તુલ્યના ઇંદ્રિયજન્ય સુખ દુઃખથી કરવાની નથી, પણ તેથી હૃદય કેટલું ઉન્નત બની રહે છે તેજ જોવાનું છે. પ્રારબ્ધવશાત્ જે બનવાનું હશે, તે બનશે, માટે કશું ન કરવું—એ કાયદો તો પશુને માટે યોગ્ય છે. મનુષ્ય—પ્રાણીને તો પુરૂષાર્થનો અવકાશ છે, અને પોતાની યોગ્યતા વિચારી જે પુરૂષાર્થ આરંભે, તેની ઇચ્છાઓ સફળ થયા વિના રહેતી નથી. પાદશાહની વ્હાલી બહેન રોગથી પીડાય છે.—ચાલ ત્યારે, વિચાર દ્રઢ છે. સફળતા કે નિષ્ફળતા તો નિયંતાના હાથમાં.

( જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પાદશાહના મેહેલમાં દીવાનખાનું.

( પત્રો હાથમાં લઇ પાદશાહ પ્રવેશ કરે છે, અમીરો વિગેરે સાથે છે. )

**ઔરંગજેબ**—મરેઠા અને વિજાપુર વચ્ચે વિગ્રહ શરૂ થએલ છે. એક બીજાને પહોંચે એવા છે.

**૧ લો અમીર**—જહાંપનાહ! ખબર એવા આવ્યા છે.

**ઔરંગજેબ**—બેશક, એ બીના તો ઇતબારને લાયક છે. આપણા સરદાર ઝુલફિકારખાં એ બાબતની ખાત્રી આપે છે, અને ચેતવણી આપે છે કે થોડાજ સમયમાં વિજાપુર સરકાર તરફથી મદદની માગણી અમને કરવામાં આવશે; પણ તે ન આપવી, એમ આપણા નિમકહલાલ સરદારની સલાહ છે.

**૧ લો અમીર**—ખાનસાહેબની નિમકહલાલી અને કાર્યકુશળતા એવી છે કે ખુદાવિંદે એ સલાહ ઉપર ઇતબાર રાખવો જોઇએ.

**ઔરંગજેબ**—બેશક, અને એણે પણ આપણી રાજનીતિનું આગળથી અનુમાન બાંધી, વિજાપુરને જવાબ પણ આપી દીધો છે કે અત્યારે અમે લાઇલાજ છીએ. ઘાટના ઉંદર શિવાજીને ગમે ત્યારે આપણે ચોળી નાખશું; પણ દક્ષિણનાં મુસલમાન રાજ્યો જબરાં છે, તેને શિવાજી નબળાં પાડે છે, તો તે વગર પૈસે આપણું કામ કરે છે. પછી જ્યારે એ રાજ્યો નબળાં પડી જશે, ત્યારે એક પછી એક એમને ખાલસા કરી લેતાં તકલીફ કશી પડવાની નથી. અમારી વહાલી બ્હેનની ભયંકર બીમારીને લીધે, આથી વિશેષ વિચાર કરવાનો અમને વખત નથી. પરંતુ આપણા અમીર ઉમરાવોની તલવાર પડી પડી કટાઇ ન જાય, એવા વિચારથી તેમને જે બાજુએ રહી લડવું હોય, તે બાજુએ રહી લડવાની પરવાનગી આપવામાં આવે છે; પણ અમારી ઇચ્છા એવી છે કે શિવાજીની બાજુએ રહી વિજાપુરની સામે લડવું.

**૨ જો અમીર**—જહાંપનાહ ! એ વિચાર બહુ ઉત્તમ છે. આપણા ઉગતા યુવાન અમીરોને માટે આ લડાઇ કસરતશાળા થઇ પડશે.

**ચોપદાર**—જહાંપનાહ ! રોશને આલીમ ! મહારાજ રમણસિંહ અને રાજા ભગવાનદાસ હઝુરની નિધાહના ઇંતેજાર છે.

**ઔરંગજેબ**—આવવા દે. ( રમણ, ભગવાનદાસ વિગેરે પ્રવેશ કરે છે. ) કેવો ખુબસુરત જવાન છે ! અયે બહાદુર જવાન ! તારા પેદરની શિકલ હું તારામાં ફરીને જોઉં છું. ઉદાર કુદરતે પોતાની ચતુરાઇ બતાવવા, તને નમુનારૂપે ઘડી કાઢયો

જણાય છે. હું ધારૂં છું કે તારા પેદરના ઉમદા ખવાસ અને પાક દિલનો પણ તું વારસદાર હશેજ. દિલ્હીમાં તારાં કદમ મુબારક છે.

રમણ— ખુદાવિંદ પાદશાહના નેકકદમમાં મારૂં જીવિત છે.

ઔરંગજેબ—તારો પેદર અમારો દાનો દોસ્ત હતો. જે યુવાનીમાં અમારો એ દોસ્ત હતો, તે એની ખાતર અમે ફરીને ઇચ્છીએ છીએ. તારો પેદર લડાઇમાં એક્કો હતો, અને મોટા મોટા સરદારો પણ એના શાગરીત બની રહેતા. બેશક, એની જવાની ઝાઝો વખત ટકી હતી, પરંતુ અમો બંને ઉપર બીહામણી જઇફી ચુપકીથી ચાલી આવી, અને અમને બંનેને બેકાર બેસારી દીધા. તારા ભલા પિતાને યાદ કરતાં મારી જવાનીનું જોર પાછું આવે છે. એનામાં જે અક્કલમંદી અને ડાહાપણ હતાં, તે આપણા યુવાન અમીરોમાં પણ સારી રીતે દેખાય છે; પણ તેની વાત ઓર હતી. રાજકળામાં એ પૂરેપૂરો પ્રવીણ હતો, અને છતાં સજ્જન હતો. એની મગરૂરીમાં કોઇના પણ ઉપર તિરસ્કાર નહોતો. એની દુશ્મનાઇમાં પણ દાનાઇ રહેતી હતી. મોટાની સાથે મૈત્રી, નાના ઉપર દયા, સમોવડીઆ સાથે આનંદ, અને નીચની ઉપેક્ષા—એ બધા ગુણો એનામાં હતા. એની ઝબાન સંપૂર્ણ એના કબજામાં હતી, અને કયારે બોલવું અને કયારે ન બોલવું, એ બરાબર એ સમજતો હતો. ચાકરોની સલામ લેતાં પણ પોતાનું બુલંદ સર એવી ખુશનુમા રીતે એ નમાવતો કે તેઓ પણ ખુશખુશ રહેતા. આપણા જવાનોને તે નમુનારૂપ હતો.

**રમણ—** જહાંપનાહ ! એમના સ્મરણ-સ્તંભ કરતાં આપની સ્મૃતિમાં એમની લાયકાત વિશેષ છે. એમના ગુણના ગાનમાં આપનો પ્રેમ છે.

**ઔરંગજેબ—** એની સાથે હું પણ ગયો હોત તો સારૂં. એ વારંવાર કહેતો, અને એનું કહેવું હૃદયમાં આરપાર ઉતરી જતું—કે જ્યારે મારા દીવામાં તેલની તંગી જણાય ત્યારે ન જીવવું સારૂં, કે જેથી યુવાનીઆઓને જીંદગીની વાટ સંકોરવી ન પડે. યુવાનીઆ તો નવીન વસ્તુ સિવાય બીજાના પ્રેમી હોતા નથી, અને તેમના વિચાર અને અભિપ્રાય માત્ર ઉપરચોટીયા હોય છે.—આ પ્રમાણે કોઇ પણ રમત ગમતને અંતે તે બોલતો; અને એની પછવાડે હું પણ એવુંજ ઇચ્છું છું. કારણ કે જઇફીને લીધે મધપુડામાં મધ કે મીણ હવે હું કશું કરી શકતો નથી, તેથી હું જઉં તો મારી ખોટ નહિ જણાય.

**૨ જો અમીર—** જહાંપનાહ ! આપ સૌને પ્રિય છો. આપ વિના અમે નિર્જીવ છીએ.

**ઔરંગજેબ—** રમણસિંહજી ! તમારા પિતાના આશ્રિત પેલા વૈદ્યને ગુજરી ગયાને કેટલું થયું ?

**રમણ—** છ એક મહીના થયા હશે, જહાંપનાહ !

**ઔરંગજેબ—** જો એ અત્યારે જીવતો હોત, તો અમારી વ્હાલી બ્હેનની દવા એની પાસે કરાવત. ચાલો, થયું હવે. બાકી તો બહુ હકીમ વૈદ્યો આવી ગયા, અને સર્વે હારી ગયા. હવે તો કુદરતને આધીનજ બીમારી છોડી દીધી છે. ફરીને, રમણસિંહ ! દિલ્હીમાં તું ભલે આવ્યો. અમારા પુત્ર જેવોજ તું અમને વહાલો છે.

રમણ—જહાંપનાહનો ઉપકાર.

[ સર્વ જાય છે. ]

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અલવર, સુજાણબાના મેહેલની દાઢી.

( કિસનદાસ અને રંગલો પ્રવેશ કરે છે. )

**કિસનદાસ**—[ સ્વગત ] આ લુચ્ચો અહીં શું કરે છે ? ખરૂં કહીએ તો એ મૂર્ખ છે કે લુચ્ચો, તેની સમજણ પડતી નથી. (પ્રકાશ) કેમ, અલ્યા ! શું કરે છે ? તારા સામે ફરિયાદો હમણાં બહુ આવે છે.

**રંગલો**—ભાઇ સાહેબ ! હું ગરીબ માણસ છું, એ વાત આપથી અજાણી નથી.

**કિસનદાસ**—વારૂ, ઠીક. પછી ?

**રંગલો**—ભાઇ સાહેબ ! હું ગરીબ છું, એમાં શું ઠીક ? પણ હા, ધણા ખરા તાલેવંત નરકના અધિકારી હોય છે. કિંતુ આપ સાહેબની ઇચ્છા એવી હોય કે મારે ગૃહસ્થાશ્રમ માંડવો, તો પેલી ભીખલી અને મારી રાશ ઠીક મળતી આવશે.

**કિસનદાસ**—વારૂ, ભીખારી થવાની તારે મરજીજ છે ?

**રંગલો**—આ બાબતમાં આપની શુભેચ્છાનો હું ભીખારી છું.

**કિસનદાસ**—કઇ બાબતમાં ?

**રંગલો**—ભીખલી અને ભીખારીની બાબતમાં. નોકરી એટલે કરી કરીને

કરી, પણ નો કરી, અને લોકો કહે છે કે સંતાન સુખનાં સાધન છે, અને મને એમ પણ લાગે છે કે પુત્ર પ્રાપ્તિ વિના મને ઇશ્વરનો આશિર્વાદ પણ મળવાનો નથી. પુત્રની શી વાત ! એ તો સ્વર્ગે પહોંચાડે.

**કિસનદાસ**—મૂર્ખ ! નોકરી એટલે તો નોક-રહી. વારૂ, તારે પરણવું શામાટે તેનાં કારણો કહે.

**રંગલો**—ભાઇ સાહેબ ! ગમે તેવાં છે, પણ એ ધાર્મિક કારણો છે.

**કિસનદાસ**—પણ લોકો એ જાણે તો કાંઇ ચિંતા છે ?

**રંગલો**—માટીનું માનવી માટી જેવું: હું, તમે અને સૌ સરખાં, માટે હું પાપી છું, અને પાપનો પસ્તાવો થાય, માટે પરણું છું.

**કિસનદાસ**—પસ્તાવો તો પાપનો કે પરણ્યાનો ? પરણ્યાનો પહેલો થશે.

**રંગલો**—બીજું-મારે મિત્રો નથી, અને બાઇડીની ખાતર મને મિત્રો મળશે.

**કિસનદાસ**—લુચ્ચા, એવા મિત્રો તે મિત્રો કે દુશ્મન ?

**રંગલો**—સાહેબ ! આપમાં ઉંડી અક્કલ નથીઃ વળી એને તે દુશ્મનો કહેવાય ? એ તો મોટામાં મોટા મિત્રો-એ તો વેઠના બળદો, બળદો ! જુઓ, શાસ્ત્રમાં સ્ત્રીને પુરૂષનું ડાબું અંગ કહ્યું છે. હવે મારી સ્ત્રીનું જે મન મનાવે, તે મારા ડાબા અંગની સેવા કરે છે. સેવા કરે તે સાચો પ્રેમી, અને જે જે પ્રેમી તે તે મિત્ર-અર્થાત્ તેઓ મિત્ર છે. **इति सिद्धं.** મોટા મોટા તત્વવેત્તાઓએ સ્વીકારેલી આ વાત છે:

**કિસનદાસ**—જા, જા, ધૂર્ત, તું પણ ધર્મને નામે ઠીક ધતીંગ રચે છે. તારો શ્વાસ પણ કેવળ દુર્ગંધી છે.

**રંગલો**—સાહેબ ! સાચું કહેતાં સજ્જનને માઠું શેનું લાગે છે ? અને સાહેબ ! ધર્મને નામે તો કાંઇ કાંઈ ધતીંગ ચાલ્યાં છે, અને ચાલશે. વારૂ, તમારા તરવારીઆ રજપૂતોએ મુગલોને બેટીઓ કેમ દીધી ?

**કિસનદાસ**—પાદશાહ પ્રત્યે એવો ધર્મ છે એમ સમજીને.

**રંગલો**—ગમે તે રીતે પણ રાજ્ય સાચવવું એવા સ્વાર્થથી. હિંદુઓ મુસલમાન થઇ કહેશે કે કુરાનમાં ધર્મ સારો છે, તેથી તેઓ મુસલમાન થયા; અને મને લાગે છે કે આ ટોપીવાળા અંગ્રેજોનું જોર થાય, તો કોઇ પથ્થરશંકર એવો પણ નીકળી આવે, અને કહેશે કે સત્યની ખાતર હું ખ્રીસ્તી ધર્મ સ્વીકારૂં છું; પણ ખરાં કારણ તો પૈસા અને પંદની—સિવાય બીજું કશું નહિ. સમયનો રંગ છે, સાહેબ ! સમયનો રંગ છે. બ્રાહ્મણીઓ દારૂ, તેમ બ્રાહ્મણીઓ ખ્રીસ્તી ધર્મ. કપાળે ક્રૉસ અને જનોઇએ ટીલું, અને કળજુગની સ્ત્રીઓ પણ કળજુગના જેવી.

**કિસનદાસ**—જા, જા, બેવકુફ, તારા મ્હોમાં તે નિંદા સિવાય બીજું શું હોય ?

**રંગલો**—તો, સાહેબ ! હું તો ભવિષ્યવાદી છું, અને પાધરે પાધરૂં અને સાચુંજ કહું છું.

ગાવું જૂનું ગીત હમારે, જે સાચું નીવડશે.
" વિધિવશ લગ્ન તમારાં, કોયલ ગાન કર્યા કરશે કુંજે,
એ છે કુદરતનો દાવો, લેજો હોય લેવો લા'વો.

**કિસનદાસ**—ઠીક, જા, જા, ચંદ્રભાળાને અહીં મોકલજે; હું સુજાણબા પાસે જઉં છું.

રંગલો—( ગાતો ગાતો જાય છે. )

સ્ત્રીને સાસરીઆનું સુખ, સ્ત્રીને આડું ન આવે;
સ્ત્રીને માત પિતાનું દુઃખ, તોએ કુડું ન પાડે.

સ્ત્રીને ચિંતા નથી કો'ની,
મોટે ભાગે કાળા મ્હોની,
એની સંગત જાવા દોની. સ્ત્રીને.

અહલ્યા ઇંદ્રે છલાણી, સ્ત્રીને આડું ન આવે,
સ્ત્રીને ધૂર્ત્ત મળ્યાનું કામ, સ્ત્રીને કૂડું ન પાડે.

નવ ખરાબ ને જો સારી એક,
સજ્જન જોજો કરી વીવેક,
દશમાં એક રહી કે નેક ? સ્ત્રીને.

સ્ત્રીની આંટી ઘુંટી ઉંડી,
સ્ત્રી ભાંડ થકી પણ ભુંડી,
સ્ત્રી જર કે જેમની હુંડી. સ્ત્રીને.

કિસનદાસ—અરે બેવકુફ ! દશમાં નવ સારી અને એક ખરાબ. તું ઉંધું ગાય છે.

રંગલો—વાર, સાહેબ ! તેમ-જેમ જેને ફાવ્યું તેમ.

કિસનદાસ—ઠીક, જા, કહું છું તે કર.

રંગલો—જાઉં છું, અને ચંદ્રબાળાને મોકલું છું.

[ જાય છે. ]

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—સુજાણબાનો ઓરડો.

( સુજાણબા, કિસનદાસ અને ચંદ્રબાળા. )

**સુજાણ**—હાં, પછી ? હવે મને ફુરસદ છે.

**કિસનદાસ**—બાઇસાહેબ ! ચંદ્રબાળા ઉપર આપનો અત્યંત પ્રેમ છે, તે હું જાણું છું.

**સુજાણ**—છેજ; એના પિતાએ મરતી વખતે એને મને સોંપી છે, અને એ પોતે પણ સર્વના પ્રેમને પાત્ર છે. આથી પણ વિશેષ સ્નેહને લાયક એના ગુણો છે, જેથી માગ્યા કરતાં પણ વિશેષ એને મળ્યાં કરશે.

**કિસનદાસ**—બાઇસાહેબ ! થોડાજ વખત અગાઉ એ બગીચામાં ફરતી હતી, અને હું તેની છેક પાસે હતો; એથી એને ખબર ન હોવાથી એ જે બોલી તે મેં સાંભળ્યું છે. પોતાની મેળે જાણે પોતાના શબ્દો પોતાનેજ સંભળાવતી હોય, તેમ એ બોલતી હતી. સહજ બોલાઇ જતું હોય, એવો એનો ભાવ હતો. તેમાંથી સાર મેં એટલો ખેંચ્યો કે આપના પુત્ર ઉપર એનો પ્રેમ ચોંટયો છે. એણે કહ્યું કે—હે વિધાતા ! તેં અમારી સ્થિતિમાં આટલું અંતર રાખ્યું, માટે તારામાં કશું દેવત્વ નથી. જ્યાં ગુણનીજ માત્ર સમાનતા હોય, ત્યાં તમારી પ્રબળ સત્તા પાથરી શકતા નથી; માટે હે ભગવાન્ રતિપતિ! તમારામાં પણ દેવપણું શું ? હે દેવી સરસ્વતી ! તમે કુંવારાં રહ્યાં છો, તેથી કુમારિકાઓની સહાયમાં તમારે રહેવું જોઇએ; પરંતુ

તમે તો તમારા સિપાઇ ઉપર ચારે બાજુએથી હલ્લો થયો, ત્યારે પ્રથમ વ્હારે ધાયાં નહિ, અને પાછળથી કેદીને છોડવવાનો અવેજ પણ મોકલ્યો નહિ, પણ અણધારી એને સંપડાવા દીધી; તેથી તમારૂં પણ દેવત્વ શું ?—આવું આવું એ બોલી. મેં તો કોઇ કુમારિકાને આવી હાય-વરાળ નાખતી આજ દિન સુધી જોઇ નથી. તેથી કરીને આપને જાણીતા કરવાની મને જરૂર જણાઇ.

સુજાણ—ઠીક કર્યું; પણ આ વાત મનમાંજ રાખજે. મને પણ હમણાં હમણાંમાં તેની ગંધ આવવા લાગી હતી, પણ વિચાર કરતાં કોઇ બાજુએ નિર્ણય થઇ શકતો નહોતો. ઠીક થયું—આ વાતને તારી છાતીમાં પૂરી રાખજે. તું ઘરનો વિશ્વાસુ અને શાણો છે.

( કિસનદાસ જાય છે. )

અફસોસ ! બિચારી ચંદ્રબાળાને શો દોષ દઉં ! મારી પણ એવીજ ઘેલી દશા એક વખત થઇ હતી. મનુષ્ય બિચારૂં પ્રકૃતિને આધીન ન થાય તો બીજું શું કરે ? મનુષ્યની પ્રકૃતિમાં પ્રેમનું તત્વ જન્મથીજ જડાએલું છે, અને **सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि;** તેથીઃ—

કુદરતના કાનુનથી, કેમ વિરૂદ્ધ વરતાય,
કામદેવનું અતુલ બળ, યુવાની માંહિ જણાય.
સંભારૂં જો આ ઘડી, ભૂતકાળના સાજ.
અગર દોષ લાગ્યા નહિ;—અગર દોષ આવાજ.

( ચંદ્રબાળા પ્રવેશ કરે છે તેને જોઇ )

એની આંખમાં પ્રેમનો ગંદવાડ છે, હવે હું એ જોઇ શકું છું,

આવ; બાળા ! હું તારી મા છું.

**ચંદ્રબાળા—** શી આજ્ઞા છે, બાંઇ સાહેબ ?

**સુજાણ—** બાળા ! તું જાણે છે કે હું તારી મા છું.

**ચંદ્રબાળા—** બેશક, મારાં માનવંતાં બાઇસાહેબ છો.

**સુજાણ—** તારી મા કેમ નહિ ? નહિ, તારી મા છું હું.—મારા મ્હોમાંથી ‘ મા ’ શબ્દ સાંભળતાં, કેમ જાણે તને સાપ અડકતો હોય એવું જણાય છે. એમ ચમકવાનું કાંઇ કારણ છે ? હું તો તારી માજ છું. મારી કુખે તું જન્મી નથી, તો તેમાં શું થઇ ગયું ? પારકું છતાં પોતાનું જેને કહ્યું હોય અને કર્યું હોય, તે આપણું થતું નહિ હોય ? તારા ઉપર મારી મમતા ખરી મ્હાના જેવી નથી ? હરિ, હરિ ! કુમારિકા ! તારી મા છું એમ હું કહું છું, તેમાં તારૂં લોહી કેમ થીજી જતું જણાય છે ? શું થયું છે કે તારી આંખની આસપાસ રોગને સૂચવનારી આ કાળી ભીનાશ પથરાઇ ગઇ છે ! શા માટે ? મારી દીકરી કહું છું તેમાં ?

**ચંદ્રબાળા—** તમારી દીકરી કેવી રીતે હું થઇ શકું ?

**સુજાણ—** કહું છું કે હું તારી મા છું.

**ચંદ્રબાળા—** ક્ષમા કરો, બાઇ સાહેબ ! મહારાજ રમણસિંહને મારા ભાઇ કેમ કહેવાય ? ગરીબ કુટુંબમાં જન્મેલી હું ક્યાં—અને મોટા રાજવંશી, દિલ્લીના પાયતખ્તના સ્તંભ થવા સરજેલા એ ક્યાં ! મારાં માબાપને કોઇ ઓળખતું નથી, એમનાં માબાપ કુલીન અને જગવિખ્યાત છે. એ તો મારા ધણી—મારા વ્હાલા મહારાજા છે; અને હું તો એમની તાબેદાર દાસી. એમને એમ મારૂં જીવન હું પૂરૂં કરીશ. એમને મારા ભાઇ કેમ કહેવાય ?

સુજાણ— અને હું તારી મા પણ ન થાઉં ! !

ચંદ્રબાળા— બાઇ ! તમે મારી મા ખરાં. ( સ્વગત ) એમને ભાઇ કહ્યા વિના આમને હું મા કહી શકું ? ( પ્રકાશ. ) હું તમારી પુત્રી, અને એ તમારા પુત્ર, છતાં અમે ભાઇ બ્હેન નહિ, એવો કોઇ ઉપાય નથી ?

સુજાણ— છે, બાલુ ! છે, તું મારી વહુ થાય તો થવાય. ઇશ્વર કરેને તારા મનમાં પણ એજ વાત હોય ! વારૂ, ત્યારે તું દીકરી, એ દીકરો, અને તમે બન્ને વરવહુ—એમ થાઓ. કેમ—વળી શું થયું ? વળી એમ શેરડા શાને માટે પડી જાય છે ? બાળા, તારા પ્રેમની મને ખબર પડી છે; એકાંતવાસ તું શા વાસ્તે સેવતી હતી, તેનો ભેદ હવે મને સમજાયો. તારાં ખળખળતાં ઉનાં આંસુનું કારણ હવે હું સમજી. જો, તારો પ્રેમ મારા પુત્ર ઉપર છે એ દેખીતું અત્યંત અનુગતું લાગે છે, એમ ધારી તને સાચી વાત પૂછું તો ખોટું તું બોલીશ નહિ. છુપાવવાથી આ વાત છુપી રહે એવી નથી; કારણ કે મારા પુત્રની વાત કરતાં પણ તારા ગાલ ઉપર ગ્રંથો લખાય છે, અને તે વાંચતાં મને મુશ્કેલી પડતી નથી. વારૂ, તારા હૃદયમાં અત્યારે શું શું થાય છે, તે પણ કહે તો કહું. આ તારી આંખોની મૂંગી પણ અનુપમ ભાષા સ્પષ્ટ બોલી દે છે તે કોને ન સમજાય ? માત્ર શરમની મારી તારી જીભ, મનમાં છે તે મોંહે બોલતાં અચકાય છે. બોલ, ત્યારે વાત સાચી છે ? જો સાચી વાત હોય, તો કાકડું તો બહુ સારૂં તેં રચ્યું છે; સાચી ન હોય તો પ્રતિજ્ઞાપૂર્વક તેની ના કહે. તોપણ સાચુંજ કહીશ તો કદાચ તારા કામમાં સહાય કરવા ઇશ્વર મને પ્રેરણા પણ કરે.

**ચંદ્રબાળા**—ઓ માજી ! મને ક્ષમા કરો.

**સુજાણ**—મારા પુત્ર ઉપર તારો પ્રેમ છે ?

**ચંદ્રબાળા**—ક્ષમા કરો, ક્ષમા કરો, બાઇ સાહેબ ! ક્ષમા કરો.

**સુજાણ**—મારા પુત્ર ઉપર તારો પ્રેમ છે ?

**ચંદ્રબાળા**—તમારો પ્રેમ એમના ઉપર નથી !

**સુજાણ**—વાતમાંથી ન છટક; મારા પ્રેમમાં અને તારા પ્રેમમાં ફેર છે. મારી સ્નેહ-ગાંઠ માટે દુનિયા પરવાનગી આપે છે. ચાલ, આમ આવ; વાત ગુપ્ત ન રાખ; તારા મનોભાવ હવે અજાણ્યા રહે એવા નથી.

**ચંદ્રબાળા**—( ઘુંટણીએ પડી ) ત્યારે પરમેશ્વરને સાક્ષી રાખી તમારી સન્મુખ કબુલ કરૂં છું કે, તેમના ઉપર મારો પ્રેમ છે, અને મરણ પર્યંત રહેશે. મારાં કુટુંબીઓ નિર્ધન હતાં, પણ પ્રમાણિક હતાં; મારો પ્રેમ પણ એવોજ વિશુદ્ધ છે, માટે આપ ગુસ્સે થશો નહીં. કારણ કે કોઇપણ પ્રકારે તેમને નુકસાન થાય એવું પગલું હું કદિ ભરીશ નહિ. મારો અઘટિત પ્રેમ એમની પાસે કબુલ કરાવવા એમની પછવાડે પછવાડે હું ભટકીશ નહિ; અને જ્યાં સુધી એમને લાયક હું ન થાઉં, ત્યાં સુધી મારો પ્રેમ હું મારા મનમાંજ રાખીશ, અને છતાં તે લાયકાત કેમ મેળવવી, તે હું જાણતી નથી. હું સારી રીતે સમજું છું કે મારો પ્રેમ વ્યર્થ છે; એ પ્રેમ પરિપૂર્ણ થવાની કોઇ આશા નથી. છતાં મારો પ્રેમ તેવો ને તેવોજ રહેશે. એમની સ્ત્રી ગમે તે થાય, પણ મારા પતિ તો એજ; અને દયાળુ બાઇ સાહેબ ! તમે પણ મારા ઉપર દયા રાખજો—મને તિરસ્કારશો નહિ. મારી તો પતંગીયાંની દશા છે.

સુજાણ—વારુ, સાચું કહેજે. દિલ્હી જવાનો વિચાર તને નથી આવી ગયો ?

ચંદ્રબાળા—આવ્યો હતો.

સુજાણ—શા માટે ? સાચું કહેજે.

ચંદ્રમાળા—સાચુંજ કહીશ. તમે જાણો છો કે મારા પિતા અત્યંત વિદ્વાન, બહુશ્રુત અને અનુભવી હતા, અને એ સર્વના બળે કેટલાંક રોગનાં રામબાણ ઔષધ એમણે તૈયાર કર્યાં હતાં. એ ઔષધોના લેખ મને વારસામાં એ સોંપી ગયા છે, અને કહી ગયા છે કે અત્યંત કાળજી અને સંભાળથી એ લેખનું મારે જતન કરવું; કારણ કે એના ગુણો લોકો જાણે છે તેથી બહુ વિશેષ છે. એ લેખમાંથી એક લેખ પાદશાહની બ્હેનના રોગ ઉપર બરાબર લાગુ પડે છે.

સુજાણ—દિલ્હી જવાનું કારણ એજ હતું ? સાચું કહેજે.

ચંદ્રબાળા—આપના પુત્રે એ વાત મારા સ્મરણમાં આણી, નહિ તો દિલ્હી, ઔષધ કે પાદશાહની બ્હેન કોઇ મને યાદ આવત નહિ.

સુજાણ—પણ બાલુ ! તું એમ ધારે છે કે આ તારી ધારેલી સહાય આપવા તું જઇશ, તે પાદશાહ સ્વીકારશે ? હકીમો અને પાદશાહ એમાં એકમત થયા છે. પાદશાહ કહે છે કે કોઇ ઔષધ હવે કાર કરવાનું નથી, હકીમો કહે છે કે કાર કરે એવું ઔષધ હવે બાકી રહ્યું નથી. ત્યારે મોટા મોટા હકીમો અને વૈદ્યો હારી ગયા છે, ત્યારે તારા જેવી બિનઅનુભવી છોકરી ઉપર વિશ્વાસ કેમ આવશે ?

ચંદ્રબાળા—મારા પિતાની પ્રવીણતા સંપૂર્ણ હતી, અને એમની વિખ્યાતિ પ્રસિદ્ધ છે; ઉપરાંત મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે કે એમનો

આ વારસો મને એવા સારા ગ્રહમાં મળ્યો છે કે હું આ કામમાં સફળ થઇશજ, અને આપ જો જવાની રજા આપો તો હું પાદશાહને કહીશ કે જો ધારેલે વખતે બ્હેનને દરદ હું મટાડી શકું નહિ, તો મને દેહાંત કરજો.

**સુજાણ**—એટલો બધો તને વિશ્વાસ છે ?

**ચંદ્રબાળા**—પૂરેપૂરો.

**સુજાણ**—ત્યારે, સુખેથી જા; અને સફળ થા એવો મારો આશિર્વાદ છે. પૈસા અને માણસો જોઇએ તેટલાં લઇ જજે. હું અહીંજ રહું છું, પણ તારા કામમાં મારી સંપૂર્ણ સંમતિ છે.

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—દિલ્હી, પાદશાહના મહેલમાં.**

[ લડાઇમાં જવા રજા લેતાં લેતાં કેટલાક અમીરો પાદશાહની હજુરમાં પ્રવેશ કરે છે. ]

**ઔરંગજેબ**—યુવાન અમીરો ! અમારી સલાહ લડાઇના હંગામમાં પણ તમારા મનમાંથી ખસવા દેશો નહિ. બેગમ સાહેબની તબીઅત સારી ન હોવાથી અમારૂં દિલ સ્વસ્થ નથી.

**૧ લો અમીર**—જહાંપનાહ ! અમારી ઉમેદ એવી છે કે અમે જ્યારે પાછા ફરીએ, ત્યારે આપને સંપૂર્ણ સ્વસ્થ જોઇશું.

**ઔરંગજેબ**—ખુદાતાલાની જેવી મરજી, અને છતાં જે ભારે ચિંતાથી

અમારૂં જીવન પણ ઘેરાઇ ગયું છે, તે ચિંતા અમારા અંતરમાં છે, એમ દિલ કબુલ કરતું નથી. અમારૂં ગમે તે થાય, પણ યુવાન અમીરો ! તમે તમારા બાપદાદાના નામને બટ્ટો લાગે, એવું કાંઇ કરશો નહિ. મરેઠાનું રાજ્ય નાના નાના સરદારો પચાવી પડશે, તેથી કુસંપ વધશે, અને છેવટે ભાડુતી સિપાઇઓ ઉપર એમને આધાર રાખવો પડશે. જ્યાં જ્યાં આમ થયું છે, ત્યાં ત્યાં રાજ્યનો નાશ થયો છે, એ વાત અનુભવેલી છે; તોપણ હાલ તો મરેઠાઓને સિદ્ધ કરી આપજો કે તમે આબરૂને વરવા ગયા છો, માત્ર માયા રચવા નહિ. જે કામ મોટા મોટા સરદારોથી પણ ન બને, તે કામ ખુદા તમારે હાથે આબાદ કરે, જેથી તમારી કીર્ત્તિ દેશેદેશમાં ગવાય. જાઓ, ફતેહ કરો.

**૨ જો અમીર**—આપની ઇચ્છા પ્રમાણે માનસિક સ્વસ્થતા આપને પ્રાપ્ત થાઓ.

**ઔરંગજેબ**—યુવાન દક્ષિણી સ્ત્રીઓથી સંભાળીને ચાલજો. દિલ્લીના શોખીનો યુવાન સ્ત્રીઓને કશાની ના કહી શકતા નથી, માટે એમના ગુલામ થતાં સંભાળજો.

**બંને અમીરો**—અમારા અંતરમાં આપની શિખામણ કોતરાઇ રહેશે.

**ઔરંગજેબ**—ઠીક છે, કરો ફતેહ.

[ પાદશાહ જાય છે. ]

**૧ લો અમીર**—( રમણને ) અરે મારા પ્રિય દોસ્ત ! તમે પાછળ કેમ રહો છો ?

**પોકારમલ**— એમાં એનો દોષ નથી. એ તો બહાદુર છે.

**૨ જો અમીર**— અરે ! આ શંકડી લડાઇ છે.

**પોકારમલ**—અરે ! બહુજ ફક્કડ; હું લડાઇમાં ત્યાં જઇ આવ્યો છું.

**રમણ**— ' હું બહુ નાનો છું, ' ' આવતે વર્ષ જજે. ' ' આટલું વહેલું શા માટે ' એવું એવું કહી પાદશાહ મને લડાઇમાં જતાં અટકાવે છે.

**પોકારમલ**— અરે યાર ! મન હોય તો માળવે જવાય. પૂરેપૂરી ઇચ્છા હોય તો છાનામાના ચાલ્યા જવાય.

**રમણ**— કોતલ ઘોડાની પેઠે શણગારને માટેજ હું તો ઘેર રહું છું. સ્ત્રીની માફક શૃંગાર સજી મારે તો ઘરના ચોકમાં ફર્યા કરવું, દરમ્યાન આબરૂનાં લાણાં લડાઇમાં થઇ જશે, અને મારી તરવાર માત્ર શોભાને માટેજ મારી કમરે લટક્યા કરશે. ઇશ્વરાજ્ઞા, હું ચોરીથી પણ ચાલ્યો જઇશ.

**૧ લો અમીર**— એવી ચોરીમાં પણ આબરૂ છે.

**પોકારમલ**— ત્યારે કરી નાખ, દોસ્ત.

**૨ જો અમીર**—મને એમાં આપનો દોસ્ત સમજજો—લ્યો, રામરામ.

**રમણ**— આપણો સ્નેહ જામવા લાગ્યો, ત્યાં જવાનું તમે કહો છો, તેથી મને શોચ થાય છે.

**૧ લો અમીર**— રામરામ, નાયક સાહેબ !

**૨ જો અમીર**— પ્રિય પોકારમલ ! રામરામ.

**પોકારમલ**— દઢ શૂરવીરો ! તમારી અને મારી તરવાર એકજ જાતની છે. બહાદુર અને તેજસ્વી નરો ! જરીક કહું તે સાંભળો.

ત્યાં મેવાસીનો નાયક ઝુંઝારરાવ કરીને છે, એના ડાબા ગાલ ઉપર એક ચાઠું છે—અને આ તરવારે એ ચિન્હ પાડેલું છે. એને કહેજો કે હું હજી જીવતો છું, અને એ કહે તે પછી મને આવીને કહેજો.

**૨ જો અમીર**— બહુ સારૂં, બહાદુર નાયક!

**પોકારમલ**—તમારા જેવા નવા શિષ્યો મળવાથી કાર્તિકસ્વામી ખુશી થાય છે.

[ અમીરો જાય છે. ]

કેમ, શું કરવાનો વિચાર રાખો છો, મહારાજ?

**રમણ**— સબુર; પાદશાહ—

**પોકારમલ**— પેલા અમીરોની સાથે જરા વધારે છૂટથી વાત કરવી હતી. **वचनेपि किम् दरिद्रता**—કેમ જાણે કે એમના બોલ્યામાં રસ પણ પડતો ન હોય, તેમ ઉભા ઉભા તેમનું બોલ્યું માત્ર તમે સાંભળ્યા કરતા હતા. દુનિયા તો દેખે એવું દાખે છે. મનમાં શું છે, તેની ગણના કોઇ કરતું નથી. જોયું નહિ? પેલા અમીરો જમાનાની તસવીર જેવા છે. છાતી કાઢીને ચાલવું, ભભકીને બોલવું, અને ખાવામાં પીવામાં, હરવામાં ફરવામાં, રૂઆબથી કામ લેવું; કેમ જાણે કે આપણોજ સીતારો બુલંદ હોય! આવા માણસો ગમે તેવી સ્થિતિમાં પણ આગેવાન થઇ જાય છે. જા, એમની પાછળ, અને જરા વધારે સારી રીતે રામરામ કરી આવ.

**રમણ**— વારૂ, જાઉં છું.

**પોકારમલ**— લાયક છોકરાઓ છે, નીવડી આવે એવા છે.

[ અંને જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પાદશાહના મહેલમાં ઓરડો.

**ઔરંગજેબ**— શું કરવું ? કઇક હકીમો બોલાવ્યા અને બદલાવ્યા ! કઇક ઔષધો કરી જોયાં, પણ વ્હાલી બ્હેનને કાંઇ ફેર પડતો નથી. શું કરૂં ? એ બ્હેનની તબીઅત ઉપર આખી પાદશાહતની રયાસત ખરચી નાખવા ખુશી છું. કારણ કે એ બ્હેન હોય તોજ હું પાદશાહ થવા પામ્યો છું. એને માટે જેટલું કરૂં એટલું ઓછું. પણ મારો કોઇ ઉપાય ચાલતો નથી.

[ રાજા ભગવાનદાસ પ્રવેશ કરે છે. ]

**ભગવાન**— જહાંપનાહ ! આપના નેક કદમમાં મુકવા જેવા ખબર છે.

**ઔરંગજેબ**— શા ખબર છે ?

**ભગવાન**— બેગમ સાહેબને સાજાં કરવાં છે ?

**ઔરંગજેબ**— ના.

**ભગવાન**— એમ કે ? મારા પાદશાહને દ્રાક્ષ ખાવાની ઇચ્છા નહિ હોય, કાં ? મારા પાદશાહને હું બરાબર ઓળખું છું. હમણાંજ એક બાઇ અહીં આવી છે, અને પોતે વૈદ્ય છે એમ એ કહે છે; અને મુએલાંને પણ એક વાર તો સજીવન કરી શકે એવી છે, અને બેગમ સાહેબને હરતાં ફરતાં કરી આપવાની તેને હામ છે. એના સ્પર્શથીજ પ્રેત આળસ મરડીને બેઠાં થાય, અને મિયાં ફૈઝીને કબરમાંથી ઉઠાડી તેના હાથમાં કલમ એ આપે, કે જેથી કરીને એના સૌંદર્યની કવિતા રચવા તે મંડી જાય—એવી છે એ.

**ઔરંગજેબ**—હં, એવી તે વળી કોણ છે એ ?

**ભગવાન**—વૈદ્ય છે, જહાંપનાહ ! હમણાંજ આવી છે. આનંદની વાત છોડી દઇ, હવે ગંભીરતાથી સાચું કહું છું કે પોતાની જાતિ, ઉમ્મર, ધંધો, ડહાપણ અને દૃઢતાથી મને તો એણે છક કરી દીધો છે, અને એના વિષે જે મત મને બંધાયો છે, તેમાં મારી ભૂલ થતી નથી એમ મને ખાત્રી છે. આપને મળવા-નીજ માત્ર એની માગણી છે, તો એને મળી એના આવવાનું પ્રયોજન પૂછી જોશો ? પછી, જો જૂઠો માલમ પડું તો મારે માટે જોઇએ તેવો મત બાંધજો.

**ઔરંગજેબ**—ભલા ભગવાનદાસ ! આટલી તમે એની પ્રશંસા કરો છો, તો ભલે એને અહીં લઇ આવો. સાચું હશે તો અમે પણ તમારા વિસ્મયમાં સાનંદ ભાગ લઇશું; નહિ તો તમે કેમ છેતરાયા, એ બતાવી તમારૂં આશ્ચર્ય કાઢી નાખશું.

**ભગવાન**—જેવું હશે તેવું હમણાં જણાશે. ( જાય છે. )

**ઔરંગજેબ**—દરેક કામમાં એનો આવોજ પૂર્વ-રંગ હોય છે.

[ ચંદ્રબાળાને લઇ ભગવાનદાસ પ્રવેશ કરે છે. ]

**ભગવાન**—નહિ, નહિ; ચાલી આવ, બેધડક ચાલી આવ—જલદી.

**ઔરંગજેબ**—કેટલી ઉતાવળ !

**ભગવાન**—ચાલી આવ, ચાલી આવ: આ મોગલ સહેનશાહ ઔરંગજેબ. તારે જે કહેવું હોય તે કહે એમને. લાગે છે તો તું રાજ-દ્રોહી જેવી, પણ એવા રાજદ્રોહીથી પાદશાહ આલમગીર ડરતા નથી. તેથી તમને એકાંતમાં મૂકી હું જઉં છું. સલામ નામવર ! ( જાય છે. )

**ઔરંગજેબ**—સુંદર યુવતિ ! તું વૈદ્યનો ધંધો કરે છે ?

**ચંદ્રબાળા**—હા, જહાંપનાહ ! પ્રખ્યાત રામસિંહ મારા પિતા થાય. હું ધારૂં છું કે મારા પિતાને આપ જાણતા હતા.

**ઔરંગજેબ**—એનું નામ અમારા સાંભળવામાં આવ્યું છે.

**ચંદ્રબાળા**—એમની પ્રશંસા હું કરૂં તે ઠીક નહિ. આપ એમને જાણો છો એટલે થયું. એ જ્યારે મરણ-પથારીએ હતા, ત્યારે એમના ઘણા લેખ મને એ સોંપી ગયા છે, અને તેમાંથી એક તો એમના બહોળા અનુભવનું મહા મૂલ્યવાન પરિણામ છે; અને ખસુસ કરીને તે સંગ્રહી રાખવાની ખાસ અગમચેતી એમણે મને આપી હતી, અને તેથી કરીને આજ દિન પર્યંત મારા જીવથી વિશેષ પણ તેની જાળવણી મેં કરી છે. મારાં નેત્રોથી પણ વિશેષ વહાલો એ લેખને મેં ગણ્યો છે. અને મને ખબર મળ્યા છે તે પ્રમાણે બેગમ સાહેબ જે રોગથી પીડાય છે, તેના ઉપર બરાબર મારા પિતાનું આ અમૂલ્ય વિધાન-પત્ર લાગુ પડે છે; જેથી આપની હઝુર નમ્રતાપૂર્વક અરજ કરવા આવી છું કે બેગમ સાહેબની દવા કરવાની મને પરવાનગી કૃપા કરીને આપો,

**ઔરંગજેબ**—કુમારિકા ! તારો ઉપકાર થયો. જ્યારે હુશિયાર હકીમોએ અમને આશા આપવી છોડી દીધી છે, ત્યારે તારા જેવી બાલિકા એ રોગને શાંત કરી શકશે, એ વાત અમારાથી મનાતી નથી; અને હકીમનું આખું મંડળ એવા નિશ્ચય ઉપર આવ્યું છે કે કુદરતની મરજી ઉપરાંત કેવળ કળાથી કાંઇ બની શકતું નથી. આવા અસાધ્ય રોગની માવજત અમે ઉટ-

વૈદ્યોને સોંપી દઇએ, તો પછી કુદરતી આરામની આશા પણ અમે ખોઇ બેસીએ; જેથી એવા વિચાર-ભ્રષ્ટ અમે થઇશું નહિ, અમને હવે ખાત્રી થઇ છે કે વૈદ્યોની સહાય કોઇ પણ રીતે કામમાં આવી શકે એમ નથી; અને તારા જેવી બિનઅનુભવી છોકરીની અમે દવા કરીએ તો દુનિયા અમને મૂર્ખ ગણે.

**ચંદ્રબાળા**—મારે આવવાની ફરજ હતી, તેથી હું આવી છું. આપ નામદારની એવીજ ઇચ્છા હોય તો બળાત્કારે મારી સેવા આપવા હું ખુશી નથી. માત્ર આપ નામદારને એટલીજ વાજબી અરજ હું ગુજારીશ કે જે રસ્તે હું અહીં આવી, તે રસ્તે મને પાછી મોકલી આપો.

**ઔરંગજેબ**—એટલું તો આભારની ખાતર અમારે કરવુંજ જોઇએ. તારી ઇચ્છા અમને ઉપયોગી થવાની હતી, અને મરણ પથારીએ પડેલી અમારી વહાલી બ્હેનને આયુષ્યમાન્ જોવાની ઇચ્છા રાખનારીનો મોટો ઉપકાર અમે માનીએ છીએ. પણ હું જેટલું જાણું છું, તેનો સોમો ભાગ પણ તું જાણતી નથી. એ રોગનું સઘળું જોખમ હું સમજું છું, અને તને વૈદામાં બિલકુલ માહીતિ નથી.

**ચંદ્રબાળા**—જ્યારે આપનો નિશ્ચય થયો છે કે હવે કોઇ વૈદ્યનું વૈદું કામમાં આવવાનું નથી, ત્યારે માત્ર અજમાયશ દાખલ મારી દવા કરવા દેવામાં કાંઇ નુકસાન થવાનું નથી. જે અનુભવના બળે મારે કરવું છે, તે અનુભવ મારો નથી, પણ મારા પિતાનો છે. વળી આટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે મોટાં મોટાં કામ કરનારાઓ ઘણી વખત નાનામાં નાનાં સાધન

વડે પોતાનું કામ પાર પાડે છે. હું તો સાધન માત્ર છું. વળી મોટા મોટા ન્યાયાધીશો જ્યારે છોકરા જેવા માલમ પડયા છે, ત્યારે નાના નાના છોકરાંઓએ આપેલા ફેંસલા ધર્મશાસ્ત્રના ધારા જેવા ગણાયા છે. મોટી મોટી નદીઓનું બળ નાના નાના ઝારામાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે ભલભલા માણસોએ ચમત્કારની ના કહી છે, ત્યારે મોટા મોટા સમુદ્રો સુકાઇ ગએલા માલમ પડયા છે. ધાર્યું ઘણી વાર ધુળ મળે છે, અને અણુધાર્યું ઉછરી આવે છે; જ્યાં કેવળ નિરાશાનીજ આશા હોય છે, ત્યાંથી પણ સફળતા સાંગોપાંગ ઘણી વાર મળી આવે છે.

**ઔરંગજેબ**—તારૂં કહેવું હવે વધારે વખત મારે સાંભળવું ન જોઇએ. ભલી કુમારિકા ! તારૂં ઇશ્વર ભલું કરે. તારી શુભેચ્છાનો બદલો મારી શુભેચ્છાથી તને આપું છું; વિચારમાંજ રહેલા ઉપકારનો બદલો શબ્દથીજ વળી શકે—તે હું આપું છું.

**ચંદ્રભાળા**—નામવર ! જે કામ કરવા હું આવી છું, તેમાં ઇશ્વિરી પ્રેરણાનો અંશ છે, અને તે આમ આપના શબ્દોથી નિષ્ફળ થઇ જાય છે. મનુષ્યના ટૂંકા અનુભવે દોરેલા અનુમાનથી ડરી હૃદયમાંથી ઉઠતી ઇશ્વર પ્રેરણાનો આદર આપણે કરતા નથી, પરંતુ સઘળી વસ્તુઓને યથાસ્થિત સમજનાર એવું આચરણ કરતો નથી. ઇશ્વરી સહાયને મનુષ્યનું કાર્ય લેખવું, એ માત્ર માણસનું મિથ્યાભિમાન છે. મહેરબાન સાહેબ ! હું જે પ્રયોગ કરવા આવી છું, તેમાં આપની અનુમતિ આપો. મારો નહિ, પણ તમારા ઇશ્વરનો ભરોસો રાખો. હું કોઇ ઠગ નથી; માત્ર મારા મનમાં જે ઉભરાઇ આવે છે, તેજ અત્યારે હું બોલું છું, માટે વિશ્વાસ રાખજો કે મારા પ્રયોગમાં આરામ અશક્ય

નથી, તેમ બેગમ સાહેબનો રોગ અસાધ્ય પણ નથી.

**ઔરંગજેબ**— આટલો બધો તારો વિશ્વાસ છે ? વારૂ, કેટલા વખતમાં આરામ કરવાની તું ઉમેદ રાખે છે ?

**ચંદ્રબાળા**—બે દિવસમાં ઇશ્વરની ઇચ્છા તો, અડતાળીસ કલાકની અંદર બેગમ સાહેબનાં નિર્બળ અવયવોની નિર્બળતા જતી રહેશે, તંદુરસ્તીની લાલ સુરખી આવી જશે, અને જડ મૂળથી દર્દ જતું રહેશે.

**ઔરંગજેબ**— ભલા, એમ ન થાય તો ?

**ચંદ્રબાળા**—તો, સાહેબ, મને નિર્લજ્જ કહી મરજીમાં આવે તે મારી દશા કરજો. જોઇએ તો મારો શિરચ્છેદ પણ કરજો.

**ઔરંગજેબ**— મને લાગે છે કે આ સઘળું તું નથી બોલતી, પણ તારા નાજુક બદનમાંથી કોઇ ધર્માત્મા ફિરસ્તો આવા શક્તિમાન્ શબ્દો ઉચારે છે. સામાન્ય બુદ્ધિને અશક્ય લાગતી વાત ઇશ્વરની ઇચ્છાએ બની આવે છે. તારી જીંદગી તને પ્રિય હોવી જોઇએ. કારણ કે જીંદગીને પ્રિય બનાવનારી સઘળી વસ્તુઓ અત્યારે તારામાં હયાત છે. યુવાની, સૌંદર્ય, ડાહાપણ, હિમ્મત—એ સઘળાં તારામાં છે, અને તે સિવાય જીંદગીને સુખી ન કહેવાય. પણ આ સઘળી વસ્તુઓને તું જ્યારે જોખમમાં ઉતારવા તૈયાર થઇ છે, ત્યારે કાં તો તારા હુન્નરથી બરાબર માહીતગાર તું હોવી જોઇએ, અને કાં તો સંસારની કઠિન વિચિત્રતાનો પૂરેપૂરો કંટાળો તને ઉપજેલો હોવો જોઇએ. વારૂ, ત્યારે મારા મનોહર વૈદરાજ ! તારી દવાની અજમાયશ હું કરવા દઇશ, અને જો બેગમ સાહેબને કાંઇ પણ થયું, તો તારૂં મૃત્યુ સમજજે.

**ચંદ્રબાળા**— જો મારા કહેલા વખતમાં ફેરફાર થાય, અથવા મેં જે કહ્યું તે પ્રમાણે જો બરાબર ન બને, તો નિર્દય મોતથી મને મારી નખાવજો. પણ મારા કાર્યમાં સફળ થાઉં તો આપના તરફથી મારે શી આશા રાખવી ?

**ઔરંગજેબ**— માગી લે.

**ચંદ્રબાળા**— પણ માગ્યું મળશે ?

**ઔરંગજેબ**— બેશક. અમારા આ રાજદંડ અને બેહસ્તની અમારી ઇચ્છાની સહાયે જે માગીશ તે તને મળશે.

**ચંદ્રબાળા**—ત્યારે ભર દરબારમાં જે સ્વામી હું પસંદ કરી લઉં, તે આપને પોતાને હાથે મને આપે આપવો. આપના પોતાના શાહજાદાઓ કે પાદશાહી કુટુંબમાંથી કોઇને પસંદ કરવાની બેઇમાની હું નહિં કરૂં. મારી ઓલાદ પાદશાહી વંશની છે, એમ કહેવરાવવાનો મને લોભ નથી. પરંતુ મારી માગણી કોઇ આશ્રિત રાજા રાણા ઉપર થાય, તો હું ધારૂં છું કે એવી માગણી આપ બેલાશક કબુલ કરી શકશો.

**ઔરંગજેબ**— અફસોસ ! અમે તો ધાર્યું કે તું કાંઇ એવી માગણી કરીશ કે જે આપતાં અમને પણ એક વખત વિચાર કરવો પડે. આમાં તે તેં શું માગ્યું ? તું તારૂં વચન સિદ્ધ કર, અમે અમારૂં પાળશું. આ અમારૂં વચન. તારૂં ઔષધ કરાવવું હવે ચોક્કસ થયું. તારા વિષે વધારે જાણવાનું મન થાય છે, પણ વધારે જાણવાથી હવે તારા મહત્વમાં વધારો થાય તેમ નથી. પણ ચાલો હવે, જો તારૂં વચન તું પાળીશ, તો અમારૂં વચન અમે પાળી આપશું એ નિઃસંશય.

( સર્વ જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અલવર, સુજાણબાના મહેલમાં ઓરડો.

( સુજાણ અને રંગલો પ્રવેશ કરે છે. )

સુજાણ— ચાલ, આજ તારા પોષણનું પારખું જોઉં.

રંગલો— આપણે તો પોષિત પાડા, અને શિક્ષણના જાડા. આપણું કામ તો માત્ર રાજદરબારમાં.

સુજાણ— માત્ર રાજદરબારમાં ! આપના મનને તો સૌ સ્થળ સરખાં છે; કોઇ પવિત્ર નથી. રાજદરબારમાં !

રંગલો— ખરૂં કહો છો, બાઇ સાહેબ ! રાજદરબારનાં કામ જેવાં તેવાં નથી. જેને સલામ કરતાં આવડતી ન હોય, જે અદબસર બેસી શકતો ન હોય, જેને નમન કરતાં આવડતું ન હોય, તેને હાથ, પગ કે માથું કાંઇ નથી એમ સમજવું, અને એવો માણસ રાજદરબારને માટે નાલાયક. પણ આપણી પાસે તો બધાં માણસોને માટે એકજ જવાબ.

સુજાણ— વાહ ! ગમે તે ઉત્તરને બંધ બેસે એવો એક જવાબ તો ખરેખરો આશ્ચર્યકારક હોવો જોઇએ.

રંગલો— એ તો મોગલાઇ ચાબુકની માફક સૌને બંધ બેસતો—નહિ લાંબો કે નહિ ટુંકો.

સુજાણ— બધા પ્રશ્નનો ઉત્તર તારા જવાબમાંથી નીકળશે ?

રંગલો— બેશક, અને વળી કેવો કે જેમ ગાયને ડેરો, બળદને ટોકરો, સુતારને રંદો, કંદોઇને ઝારો, એવો—સૌને માફક.

સુજાણ— અરે ! કહું છું કે બધાને બંધ બેસતો આવે એવો કોઇ ઉત્તર તારી પાસે તૈયાર છે ?

**રંગલો**—હા, હા, આ તમારા પાદશાહથી માંડીને નાનામાં નાના રંકને પણ લાગુ પડે એવો—બધાને.

**સુજાણ**—ત્યારે એ જવાબનો વિસ્તાર તો અહીંથી તે દિલ્લી સુધી પહોંચે એવો હોવો જોઇએ.

**રંગલો**—એવો તે વળી હોય ? સમજનારા વિદ્વાનોને પૂછશો તો કહેશે કે એ તો સાવ ટૂંકો છે. આ રહ્યું, ક્યાં આવ્યું છે ? મને પૂછો કે હું રાજદરબારી પુરૂષ છું ? પૂછો તો ખરાં, એમાં તમારૂં કાંઇ નહિ જાય.

**સુજાણ**—વારૂ, ઘડીક નાનાં થઇએ; છોકરાંની સાથે છોકરાં થવું, અને બેવકુફની જોડે જરી બેવકુફ પણ બનવું. મસ્કરા પાસેથી શીખવામાં જરા બેવકુફ પણ બનવું પડે.—વારૂ, સાહેબ ! આપ રાજદરબારી પુરૂષ છો કે કેમ—તે જરા કહેવા કૃપા કરશો ?

**રંગલો**—યા અલ્લાહ ! કયા બાત ! તોબા તોબા !—માત્ર ગાળાં ચાવવાં-પૂછો, પૂછો, હજી બીજો સવાલ પૂછો.

**સુજાણ**—ભાઇ ! હું તો તારા ઉપર પ્રેમ રાખનારી તારી શુભેચ્છક છું, શત્રુ નથી.

**રંગલો**—કયા બાત ! યા અલ્લાહ !—હંમ્, પૂછો ઉપરાઉપરી, મારી દયા જરાએ રાખશો નહિ.

**સુજાણ**—મને લાગે છે કે ઘરનો સામાન્ય ખોરાક તને પચતો નથી.

**રંગલો**—યા અલ્લાહ ! કયા બાત !-પૂછો, પૂછો, ખાત્રી કરી જુઓ.

**સુજાણ**—મને લાગે છે કે ફટકા ખાઇને તું અહીં આવ્યો છે.

**રંગલો**—યા અલ્લાહ ! કયા બાત ! હંમ્, હાંકો આંગળ.

**સુજાણ**—ફટકા ખાતાં ખાતાં પણ તું ' યા અલ્લાહ ' અને ' હાંકો આ-

ગળ ' કહીશ કે ? ફટકાની પછવાડે ' યા અલ્લાહ ' તો અનાયાસે બોલાઇ જવાશે; માત્ર બાંધીને તને મારવો જોઇએ.

**રંગલો**—' યા અલ્લાહ ' થી કોઇ દિવસ મારે ખમવું પડ્યું નથી. એક વસ્તુ લાંબો વખત ચાલે, પણ કાયમ કાંઇ ટકે ?

**સુજાણ**—તારી સાથે આનંદથી વખત ગાળવામાં હું વખત વીતાવું છું.

**રંગલો**—યા અલ્લાહ ! કયા બાત !–કેમ, કેવું બેસતું આવ્યું ?

**સુજાણ**—બસ, થયું હવે— આ પત્ર ચંદ્રબાળાને આપજે, અને તુરત જવાબ લખવા તેને કહેજે. મારાં સંબંધીઓને રામરામ કહેજે, રમણને આશિષ કહેજે,–બસ એટલુંજ.

**રંગલો**—વારૂ, ઝાઝી આશિષ નથી ?

**સુજાણ**—એટલુંજ તારે કરવાનું છે એમ મેં કહ્યું, સમજ્યો ?

**રંગલો**—સમજ્યો, પગ પેહેલાં ત્યાં પહોંચીશ.

**સુજાણ**— વારૂ, જા ઉતાવળથી.

[ સર્વ જાય છે. ]

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—દિલ્લી પાદશાહના મહેલમાં.

( રમણસિંહ, ભગવાનદાસ, અને પોકારમલ પ્રવેશ કરે છે. )

**ભગવાન**— લોકો કહે છે કે હવે, દુનિયામાં ચમત્કાર બનવા બંધ થઇ ગયા છે. તત્વવેત્તાઓની મારામારી આ વિષયમાં જબરી છે. જડવાદીઓ કહે છે કે સઘળી વસ્તુઓ, અને બનાવો કુદરતના નિયમોને આધીન છે. સૃષ્ટિમાં 'ચમત્કાર' છેજ નહિ.

એ નિયમોના અજ્ઞાનને લીધે આપણને ચમત્કાર જેવું લાગે છે. પણ તે આપણું અજ્ઞાનજ છે; અર્થાત્ અલૌકિક ઇંદ્રિયોથી પર, નિષ્કારણ, અને સ્વયંભૂ, એવી કોઇ આદ્ય વસ્તુ–તેઓ માનતા નથી. પરિણામ એ આવે છે કે જ્યારે કોઇ અજાણી ધાસ્તીઓને વશ બની જઇ ઇશ્વરી સત્તાનો સ્વીકાર આપણે કરીએ છીએ, ત્યારે આપણાથી એ અજાણી નથી–અજાણ્યાપણું આપણા અજ્ઞાનમાં છે, એમ કહી સર્વ ધાસ્તીઓને આપણે તૃણવત્ ગણીએ છીએ.

**પોકારમલ**— ચમત્કારની વિરૂદ્ધ એજ દલીલ હમણાં હમણાંમાં ઉભી થઇ છે, અને તેને અમૂલ્ય લેખવામાં આવે છે.

**રમણ**— બેશક, એમજ છે.

**ભગવાન**—પણ આતો મોટા મોટા કળાધર પુરૂષોએ જેની આશા મૂકેલી—

**પોકાર**— એજ હું કહું છું. ધન્વંતરી, અને તેના અવતારરૂપ વૈદ્યોએ પણ,–

**ભગવાન**— વિદ્વાન અને જેનું કહેવું આ વિષયમાં વજનદાર ગણાય તે સઘળાએ—

**પોકારમલ**— બરાબર, હું પણ તેજ કહું છું.

**ભગવાન**— અને સઘળાનું કહેવું કે એ રોગ અસાધ્ય છે–

**પોકારમલ**— બેશક, વાત ખરી છે. હું એજ કહું છું.

**ભગવાન**— અને એનો ઉપાય માણસ જાતના હાથમાં નથીજ—

**પોકારમલ**— બરાબર, અને આવી 'તો સૌને ખાત્રી કે–

**ભગવાન**— જીવે તો જીવે, નહિ તો મરે એ નક્કી.

**પોકારમલ**— બરાબર, રાસ્ત કહો છો, મારે પણ એજ કહેવું હતું.

**ભગવાન**— હું સત્ય કહું છું કે દુનિયામાં નવાઇની વસ્તુ બની છે.

પોકારમલ— બેશક બની છે. એનું દૃષ્ટાંત તમારે જોઈએ તો–શું નામ એનું–તેમા વાંચી જોશો.

ભગવાન— આ તો માટીના માંનવીએ ઇશ્વરી સત્તા બજાવી દેખાડી; માટીના વાસણમાં દેવતાઇ ગુણો.'

પોકારમલ—બસ, એજ કહેવા હું જતો હતો, એજ.

ભગવાન— અરે ! હરણું પણ એનાથી વધારે બળવાન હશે. હું વાત કરૂં છું તે—

પોકારમલ— ખરેખર ! એ તો અદ્ભુત ચમત્કાર બની ગયો. ઘણોજ અદ્ભુત, અને વાતનો સાર માત્ર એટલોજ છે, અને જે માણસ આટલું કબુલ ન કરે, તે અત્યંત દુષ્ટ બુદ્ધિનો માણસ હોવો જોઇએ,

ભગવાન— કે એમાં ઇશ્વરનોજ હાથ છે.

પોકારમલ— બરાબર એજ હું કહું છું.

ભગવાન — અને અત્યંત નિર્બળ—

પોકારમલ—અને દુર્બળ સાધનમાં મોટામાં મોટી શકિત, અલૌકિક પ્રકાશ. પાદશાહની બ્હેનને આરામ થયો, એ ઉપરથી હવે એની કળાનો બહોળો ઉપયોગ થવો જોઇએ કે જેથી,—

ભગવાન— આખી દુનિયા એને આશિર્વાદ આપે.

પોકારમલ— હું પણ એજ કહેવાનો હતો. મારૂં બોલવાનું તમે અદલો–અદલ કહો છો. આ પાદશાહજ પધારે છે.

ભગવાન— કેવા આનંદમાં છે ! કેમ જાણે જુવાની ફરીને આવી હોય ! પગ કેવા જોરમાં પડે છે.

**પોકારમલ**— ( સ્વગત ) ઓત્ તારૂં નખ્ખોદ જાય ! આ તો ચંદ્રબાળા કે નહિ ? ( પ્રકાશ ) આ તો ચંદ્રબાળા.

**ભગવાન**— મને પણ એમજ લાગે છે.

( પાદશાહ, ચંદ્રબાળા, અને અનુચરો પ્રવેશ કરે છે. )

**પાદશાહ**— જાઓ બધા અમીરોને દરબારમાં બોલાવો.

( અનુચર જાય છે. )

અમારી વ્હાલી બ્હેનના પ્રિય–પ્રાણ–રક્ષક ! અમે એમજ સમજીએ છીએ કે તેં અમને પોતાને જીવિતદાન દીધું. આવ, અહીં બેસ અમારી પાસે અને જેના અંતરનું ઊંડું દરદ કાઢયું છે એવા જે અમે—તે ફરીને અમારા વચનનું સ્મરણ આપી, તને વિશ્વાસ આપીએ છીએ કે માત્ર તારા મુખમાંથી માગણી નીકળતાં તે સિદ્ધ થઇ સમજવી.

( કેટલાક અમીરો પ્રવેશ કરે છે. )

સુંદર બાલિકા ! તારી દૃષ્ટિ આ સર્વના ઉપર ફેંકી લે. યુવાન અમીરોનું આ યુથ લગ્ન નિમિત્તે અમારા હાથમાં છે, અને તેમના ઉપર મારી રાજસત્તા પણ ચાલી શકે એમ છે; માટે બેધડક તારી પસંદગી કરી લે. આમાંથી ગમે તેને પસંદ કરી લેવા તારી સત્તા છે, અને એમાંથી કોઇ તારૂં માન–ભંગ કરવા સમર્થ નથી.

**ચંદ્રબાળા**—[ નીચે ઉતરીને અમીરો સંમક્ષ ] જયારે રતિ—પતિ દેવની ઇચ્છામાં આવે, ત્યારે તમારામાંથી દરેકને અકેકું રમણી-રત્ન પ્રાપ્ત થજો, દરેકને—પણ એક સિવાય.

**ભગવાન**—અફસોસ કે અત્યારે હું યુવાન નથી, નહિ તો આ અમૂલ્ય માણેકને માટે ગમે તે ભોગ આપવા તૈયાર થાઉં.

**પાદશાહ**—સર્વને બરાબર તપાસ. દરેકનો પિતા ખાનદાન અમીર છે.

**ચંદ્રબાળા**—અમીર પુત્રો ! દૈવ ઇચ્છાએ મારી મારફત પાદશાહને સુખ પ્રાપ્ત થયું છે.

**સઘળા**—અમે એ સારી રીતે સમજીએ છીએ, અને તેને માટે ઇશ્વરનો અને તમારો બન્નેનો ઉપકાર માનીએ છીએ.

**ચંદ્રબાળા**—હું તો માત્ર એક કુમારિકા છું, અને માત્ર કુમારિકા છું તેને માટે અત્યંત દોલતમંદ હું પોતાને માનું છું.—જહાંપનાહ ! મારૂં કામ મેં આટોપી લીધું. મારા ગાલ ઉપરના શરમના શેરડા માંહોમાંહે એમ વાત કરે છે કે આ બાઇને પસંદગી કરવાનો વખત આવ્યો છે, તેથી અમે શરમાઇએ છીએ, પણ જો એની માગણી માન્ય ન રહી, તો મૃત્યુવત્ ફિક્કાશ અમારે બદલે એના ગાલ ઉપર આવીને બેસશે, અને અમારી હાજરી પછી ત્યાં કદિ નહિ દેખાય.

**પાદશાહ**—તારૂં કામ પસંદગી કરવાનું છે તે કરી લે, અને પછી જે તારો અનાદર કરે છે, તે અમારા પ્રેમનો અનાદર કરે છે એમ ખાત્રી કરી લેજે.

**ચંદ્રબાળા**—તો, દેવી સરસ્વતી ! હવે તારી સેવા છોડી પ્રેમના દેવની સેવા માટે તત્પર થાઉં છું.—( એક અમીરને ) મહેરબાન ! મારી અરજ સાંભળશો ?

**૧ લો અમીર**—અને સ્વીકારશું પણ ખરા.

**ચંદ્રબાળા**—કૃપા થઇ, સાહેબ ! પણ બીજા બધા મુંગા રહ્યા છે.

**ભગવાન**—મને પૂછે તેને કહું કે આ એક સોગઠીમાં આખી જીંદગીના દાવ રમાઇ જાય એમ છે.

**ચંદ્રબાળા**—અમીરાઇનો જે પ્રજ્વલિત જુસ્સો હું આપની સુંદર આંખોમાં જોઉં છું, તે મારા પૂછ્યા પહેલાં પણ ડરામણો પ્રત્યુત્તર મને આપી દે છે. જેની સાથે આપનું નસીબ જોડાવાનો પ્રસંગ આવે, તેના દરજ્જા અને દીન પ્રેમ કરતાં આપનો દરજ્જો વીશ ગણો મોટો હોજો !

**૨ જો અમીર**—આપની ઇચ્છા હોય તો મારે પણ એટલુંજ જોઇએ છીએ.

**ચંદ્રબાળા**—મારી ઇચ્છા પણ એજ છે, અને તે મહાન્ કામદેવ પૂરી પાડો ! હું તો બહુ ગરીબ છું—રજા લઉં છું.

**ભગવાન**—શું બધા એનો અસ્વીકાર કરે છે ? જો એ મારા પુત્રો હોત તો એ સઘળાને કાને પકડીને વારા ફરતી હું એનેજ પરણાવત.

**ચંદ્રબાળા**—[ ત્રીજા અમીરને ] હું આપના હાથની માગણી કરીશ, એવી ધાસ્તી આપ ન રાખશો. આપનીજ ખાતર હું આપને અન્યાય નહિ આપું. જે પ્રતિજ્ઞા આપે લીધી હોય તે સફળ થાઓ ! અને પરણવાનો આપને પ્રસંગજ આવે, તો એ પ્રસંગ આપને ફળદ્રુપ નીવડજો !

**ભગવાન**—આ છોકરાઓ બધા બરફના કટકા જેવા છે. બધા બાળા વરણસંકર જેવા દીસે છે.

**ચંદ્રબાળા**—[ ચોથાને ] હજી આપ નાના છો, માનું દુધ હજી આપના હોઠ ઉપરથી સૂકાયું નથી. યોગ્ય બાળાને યોગ્ય નીવડવા હજી આપ સબુર કરો.

**૪ થો અમીર**—સુંદરી ! હું એવું નથી ધારતો.

**ભગવાન**—હજી એક બાકી છે; ઇચ્છું છું કે બીજાના જેવો બેવકુફ એ ન થાય.

**ચંદ્રબાળા**—( રમણને ) આપની નજીક આવતાં શું બોલવું, તે જીભને જડતું નથી, અને હૃદય ઉછાળા મારે છે. આપની કૃપા કેવી છે, એ જ્યાંસુધી હું જાણતી નથી, ત્યાંસુધી આપને હું સ્વામી કરૂં છું, એમ હું કહી શકતી નથી; એટલુંજ કે આ દેહ જ્યાંસુધી હયાત રહે, ત્યાંસુધી આપની આજ્ઞા ઉઠાવવા આ દાસી તૈયાર છે.—જહાંપનાહ ! આ પુરૂષ મારો.

**પાદશાહ**—યુવાન રમણસિંહજી ! આપની પત્નીનું ગ્રહણ કરો.

**રમણ**—મારી પત્ની, જહાંપનાહ ? નામવર પિતા ! હું વિનવીને કહું છું કે આવી બાબતમાં મારાં પોતાનાં ચક્ષુની સહાય લેવા મને પરવાનગી આપશો.

**પાદશાહ**—રમણ ! મારે માટે એણે શી તકલીફ ઉઠાવી છે તે તું જાણે છે ?

**રમણ**—ખુદાવિંદ ! જાણું છું, અને તેને માટે તેનો ઉપકાર માનવા તૈયાર છું. પરંતુ એને પત્ની તરીકે મારે શામાટે સ્વીકારવી, તે જાણવાની કદિ ઇચ્છા રાખતો નથી.

**પાદશાહ**—તું જાણે છે કે અમારી વ્હાલી બ્હેનને એણે ફરી જીવન આપ્યું છે ?

**રમણ**—પણ જહાંપનાહ ! એટલા માટે મને નીચો ઉતારી મારી નાખવો, એ તેમાંથી ફલિત થતું નથી. બીજા આટલા બધા છે, તેમને મૂકી મનેજ એ શામાટે પસંદ કરે છે ? હું એને સારી રીતે ઓળખું છું. મારા પિતાના આશ્રિત તરીકે ઉછરીને એ મોટી થઇ છે. એક ગરીબ વૈદ્યની છોકરી મારી પત્ની થાય ? કદિ નહિ, એના કરતાં તો આપની નાખુશી પણ વ્હોરવી સારી.

**પાદશાહ**— રમણ ! બીજાને છોડી તારા તરફ એ શા માટે આકર્ષાય છે, તે તું ન જાણતો હોય તો એ જાણે. એ જાણવાની મારી ઇચ્છા પણ નથી. પરંતુ દરજ્જાનીજ ખામીને લીધે જો તું એનો અસ્વીકાર કરતો હોય, તો તેમાં હું એને સંપૂર્ણ કરી આપીશ. રૂપમાં, રંગમાં અને વયમાં તમે બંને એવાં તો એક બીજાને લાયક છો કે પ્રેમના ગુલતાનમાં દરજ્જાના ભેદનું ભાન પણ તને રહેવું ન જોઇએ; છતાં એ ભેદ આટલો પ્રબળ રહ્યો છે, એ નવાઇની વાત લાગે છે. એ ગરીબ વૈદ્યની પુત્રી છે, માટેજ જો તું એને તરછોડતો હોય તો તારી મરજી. પણ સાક્ષાત્ સદ્ગુણનીજ એ પૂતળી છે, એમ તું જાણતો હોય, અને છતાં તરછોડે, તો કેવળ નામની ખાતર સદ્ગુણનોજ તું શત્રુ લાગે છે. પણ એમ ન કર. ઉકરડે પણ રત્ન પડ્યું હોય તો લઇ લેવું. નીચી જગ્યામાં જ્યારે સદ્ગુણી વસ્તુ ઉપજી આવે છે, ત્યારે તે વસ્તુની સંગતિથી તે જગ્યાનો પ્રભાવ વધી જાય છે. સદ્ગુણ વિનાની કેવળ નામનીજ મોટાઇ ઇંદ્ર-વાયણા જેવીજ સમજવી. વસ્તુતઃ જે સારૂં છે, તેને નામની અપેક્ષા નથી. નામ બદલવાથી વસ્તુનો ગુણ બદલાતો નથી. ગુણથી વસ્તુ પરખાવી જોઇએ, નામથી નહિ. આ બાઇ યુવાન છે, ડાહી છે, સુંદર છે. જે સદ્ગુણોને લીધે મોટાઇને આપણે મોટી કહીએ છીએ, તે આ બાઇને સહજ પ્રાપ્ત છે. મોટામાં જન્મ્યાં એટલાં મોટાં, એમ કહેવામાં મોટાઇને નામે મોટાઇનોજ તિરસ્કાર થાય છે. બાપ ખરેખરો મોટો હોય, અને દીકરો બાપ જેવો ન હોય, તો દીકરાને મોટો શીરીતે કહેવાય ? વારસામાં

મળેલી મોટાઇ કરતાં આપણે પોતે જે કમાઇએ તેજ ખરેખરી મોટાઇ કહેવાય. બાકી બધી કૃત્રિમતા સમજવી. પોતાને મોટા કહેવરાવતા ઘણાખરા અત્યારે મોટા રહ્યા નથી. વધારે શું કહું ? આ યુવતિને પત્ની તરીકે તું સ્વીકારી શકે, તો બાકીનું બીજું હું પુરૂં કરી આપીશ. એ પોતે અને એનો સદ્ગુણ એ આ બાઇનો પોતાનો સાસરવાસો છે. દરજ્જો અને દોલત હું આપીશ.

**રમણ**— મારા પ્રેમનું પાત્ર હું એને કરી શકતો નથી, અને કરવાનો પ્રયત્ન પણ કરીશ નહિ.

**પાદશાહ**— જો તારે પ્રયત્ન કરવો પડે, તો રૂપ અને સદ્ગુણના પ્રભાવથી તું અજાણ્યો રહ્યો છે, જે વાત મનાતી નથી.

**ચંદ્રમાળા**— જહાંપનાહ ! આપનાં પ્રિય બ્હેનને આરામ થયો તે સારૂં થયું, બાકીની વાત જવા દો.

**પાદશાહ**— બેશક નહિ. અમારી આબરૂ જોખમમાં છે, અને એટલામાટે અમારી રાજ્યસત્તા હવે અમારે ચલાવવી પડશે. ગર્વિષ્ટ તુચ્છ છોકરા ! ચાલ, પકડ એનો હાથ. આવી અચ્છી બક્ષીસ તારા નસીબમાં ન હોય ! અમારા પ્રેમની અને આ બાઇની યોગ્યતાની ગણનાજ કરતાં તને આવડતી નથી. શ્રીમંતાઇનો વિચાર કરીએ, તો બેશક તારા ત્રાજવા કરતાં એનું ત્રાજવું અત્યારે હલકું છે. પરંતુ તારી તુલા કરી આપવામાં અમારી આખી રયાસત એના પલ્લામાં પડશે, અને તારૂં પલ્લું આસમાને અડકે એટલું વજન રહીત થઇ જશે. राजाकालस्यकारणम्– એ પાઠ હજી તને કોઇએ ભણાવ્યો લાગતો નથી. જે સ્થળે અમારે ઉછેરવી હશે, ત્યાંજ મોટાઇ ઉછરશે, એનું તને ભાન

નથી. સબુર કર, તારા મિજાજને મિયાનમાં રાખ, અમારા પ્રેમ ઉપર અતિ વિશ્વાસ ન રાખ. અમારી ઇચ્છાને આધીન થા, અને તે ઇચ્છા તારૂં ભલું કરવામાંજ પ્રવૃત્ત છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે, તો મ્હોં ધોવા ન જા. અમને તાબે રહેવાની તારી ફરજ છે, અને રાખવાની અમારી સત્તા છે. જો અમારી ઇચ્છાને આધીન તું નહિ થાય, તો અમારી મેહેરબાનીની રાહમાંથી એવો વેગળો તું જઇ પડીશ કે યુવાની અને અજ્ઞાનતાને લીધે તારા હાલહવાલ થઇ જશે. જરા પણ દયા ન રાખતાં ન્યાયને નામે અમારા ધિક્કારનું અને વેરનું પાત્ર તું બની જઇશ. બોલ, શો જવાબ દે છે?

રમણ—નામદાર ખુદાવિંદ! ક્ષમા કરો. મારા પ્રેમની મૂર્તિ આપની આંખે પસંદ કરવાનું હું સ્વીકારૂં છું. આપની ઇચ્છામાંજ માન અકરામના ઢગલા છે, એનો જ્યારે હું વિચાર કરૂં છું, ત્યારે મને માલમ પડે છે કે થોડા વખત અગાઉ મારી નજરમાં જે હલકી હતી, તે હવે પાદશાહની પુત્રી છે. આવી જેની ઉન્નતિ થાય, તે તો જાણે જન્મથીજ છે, એમ ગણાય.

પાદશાહ—ત્યારે એનું પાણીગ્રહણ કરી એના મનનું સાંત્વન કર; અને તારાથી પણ વિશેષ મોટી જાગીર હું એને આપીશ.

રમણ—આપ નામદારના કહેવા પ્રમાણે કરૂં છું.

પાદશાહ—( બન્નેના હાથ મેળવી ) આ જોડાંને ઇશ્વર સુખી રાખજો. ચાલો, લગ્નની ક્રિયા આજને આજ કરાવી નાખવા અમારો વિચાર છે; શુભ પ્રસંગનો થવો જોઇતો ઉત્સવ ગેરહાજર દોસ્તોના આવવા ઉપર મુલતવી રાખશું. રમણ! મારી ચંદ્રબાળાને સાચ-

વજે; જેટલે અંશે તારો પ્રેમ એના ઉપર શુદ્ધ હશે, તેટલે અંશે મારા પ્રત્યે તારી ભક્તિ પવિત્ર છે, એમ હું ગણીશ.

( પાદશાહ, રમણ, ચંદ્રબાળા, અમીરો વિગેરે જાય છે. )

**ભગવાન**—અલ્યા ઓ, સાંભળે છે કે ? બે શબ્દ તને કહેવાના છે.

**પોકારમલ**—જેવી આજ્ઞા સાહેબ.

**ભગવાન**—તારા ધણીએ ઘડીક ઇનકાર કરી ઠીક પાઠ ભંજાવ્યો.

**પોકારમલ**—ઇનકાર ! પાઠ ! મારો ધણી !—આ આપ બોલો છો શું ?

**ભગવાન**—કેમ, અલ્યા ! માણસની ભાષા હું નથી બોલતો ?

**પોકારમલ**—માણસની ભાષા તો ખરી, પણ ઘણી કઠોર—કર્કશ, અને તલવારના ઉપયોગ વિના ન સમજાય એવી.—મારો ધણી ! !

**ભગવાન**—રાજા રમણસિંહનો તું મિત્ર છે, ત્યારે ?

**પોકારમલ**—ગમે તે રાજાનો, સઘળા રાજાનો, હરકોઇ-જે માણસ છે તેનો.

**ભગવાન**—જે રાજાનો માણસ છે તેનો: રાજાનો મિત્ર તો જુદા પ્રકારનો હોય છે.

**પોકારમલ**—સાહેબ ! આપ અતિ વૃદ્ધ છો, એટલી વાતથી સંતોષ પામી ચાલ્યા જાઓ; આપ અતિ વૃદ્ધ છો.

**ભગવાન**—અલ્યા ! મારે તને કહેવું જોઇએ કે હું પોતાને માણસ લેખું છું, અને એટલે દરજ્જે તારી વૃદ્ધાવસ્થામાં પણ તું નહિ પહોંચે.

**પોકારમલ**—લાચાર કે તમે વૃદ્ધ છો, નહિ તો—

**ભગવાન**—બેએક દિવસ સુધી તો મને એમ રહ્યું કે તું ડાહ્યો પુરૂષ છે, અને તારી મુસાફરી અને અનુભવનો ડોળ પણ કાંઇક એ વખતે સાચા જેવો લાગ્યો હતો; પણ તારાં ઇસ્કી છોગાં, તારા ડમાકદાર તોરા અને પછેડી, વિગેરે વિગેરેથી હું

થવું: એ મારા ભલા રાજા છે; મારો ધણી તો પેલો ઉપર-
વાળો હજાર હાથવાળો.

**ભગવાન**—કોણ ? ઇશ્વર ?

**પોકારમલ**—હા, સાહેબ.

**ભગવાન**—તારી ભૂલ થાય છે, તારો ધણી તો સેતાન છે.—બાંય આમ શામાટે તું ચડાવે છે ? અને તારાં અંગરખાની ચાળ શા માટે તું કમરે કસે છે ? બીજા ચાકરો પણ આમ તારી પેઠે કરે છે ? ઇશ્વરાજ્ઞા, જો તારા જેવડો હોત તો તને હું ખૂબ ઠોકત. મને લાગે છે કે તું એક સાર્વજનિક ઉપદ્રવ છે, અને દરેક માણસે તને ટપલો મારવો જોઇએ. હું ધારૂં છું કે તને પેદા કરવાનું કારણ માત્ર એટલુંજ કે તને મારતાં માણસો કસરત શીખે, અને લોકોને દુર્ગુણથી ડરતાં બનાવવાનો પ્રયોગ તારા ઉપર થાય.

**પોકારમલ**—સાહેબ ! ઘણાં સખ્ત અને તીવ્ર વચનો તમે વાપરો છો.

**ભગવાન**—વારૂ સાહેબ ! બગીચામાંથી દ્રાક્ષ ચોરવા માટે તેં દક્ષિણમાં માર ખાધો હતો. તું મુસાફર નહિ, પણ રખડેલ છે. અમીર ઉમરાવ અને આબરૂદાર મનુષ્યોની સોબતને અયોગ્ય છતાં તેમની સોબત તું શોધે છે, અને તેમની સાથે અવિવેકથી તું વરતે છે. તારી સાથે વધારે વાત કરવામાં પણ શોભા નથી, નહિ તો તું હરામખોર છે, એમ હું તને સાબીત કરી આપું. વારૂ, હવે હું જઉં છું. ( જાય છે. )

( રમણસિંહ પ્રવેશ કરે છે. )

**પોકારમલ**—ઠીક, એમ છે, કાં ? વારૂ, ઠીક છે–ઠીક. બહુ સારૂં; જરીક વધારે વખત આ બધું ગુપ્ત રહે તો ઠીક.

**રમણ**—અફસોસ ! અફસોસ ! જન્મ પર્યંતની બેડી ઘલાણી.

**પોકારમલ**—બન્યું શું, દોસ્ત ?

**રમણ**—ઓ મારા પોકારમલ ! ભેગા મળીને સૌએ મને પરણાવી દીધો. હું તો દક્ષિણની લડાઈમાં ચાલ્યો જવાનો; કદિ એના શયન-ગૃહમાં પગ દેવાનો નથી.

**પોકારમલ**—બરાબર છે; દિલ્લી હવે કુતરાના નિવાસ-સ્થાન જેવું થઇ પડ્યું છે: ખરા પુરૂષને ચાલવાની જગા હવે દિલ્લીમાં નથી; માટે, લડાઇમાં.

**રમણ**—મારા માતુઃશ્રીના પત્રો આવ્યા છે, પણ તેમાં શું લખ્યું છે તેય હું જાણતો નથી.

**પોકારમલ**—વાંચીને વાકેફ તો થવું જોઇએ. પણ લડાઇમાં, દોસ્ત, લડાઇમાં; દિલ્લી સિવાય બીજે ગમે ત્યાં, પણ દિલ્લીમાં હવે નહિ રહેવું. દિલ્લી હવે માંદાનો તબેલો થઇ પડ્યું છે, માટે લડાઇમાં.

**રમણ**—બસ, એમજ કરવાનો છું. એને હું ઘેર મોકલી દઇશ. માતુઃશ્રીને ખબર આપી દઇશ કે એને હું ધિક્કારૂં છું માટે હું નાશી જઉં છું. પાદશાહને મોંહે કહેવાની હિંમત ચાલતી નથી, તે લખી જણાવીશ. જે જે બક્ષીસો હમણાં એના તરફથી મને મળી છે, તે લડાઈમાં જવાની તૈયારીઓ કરવામાં કામ લાગશે. ગમગીન ઘર અને તરછોડેલી સ્ત્રી કરતાં લડાઇ સો દરજ્જે સારી !

**પોકારમલ**—અલ્યા, આ વિચાર દૃઢ રહેશે તેની ખાત્રી તો છે કે ?

**રમણ**—હા, હા, દોસ્ત. ચાલ મારી સાથે ખાનગીમાં, અને મને સલાહ આપ. એને તો હમણાંજ મોકલી દઉં છું. કાલે લડાઇમાં આપણે ચાલ્યા જઇશું, અને ઘેર એ ભલે સડયાં કરે.